Posted at AHD P.S.O. on 15the day of every month
RNI No. : Guj-Guj/1410/2012

કડવા પાટીદાર કુળદેવી
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા સંચાલિત

# ઉમિયા જ્યોત

સમાજના સર્વાંગી વિકાસનું માસિક

વર્ષ - ૦૧ અંક - ૦૧ મે-૨૦૧૨

શ્રી ઉમિયા માતાજી
મંદિર, ઊંઝા.

બધું જ ભૌતિક સુખ મળે પણ, આત્માની તરસ તો
મા ઉમિયા તારા સાન્નિધ્યમાં આવીને જ છીપાય છે.

Posted at AHD P.S.O. on 15the day of every month
RNI No. : Guj-Guj/1410/2012

કડવા પાટીદાર કુળદેવી
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા સંચાલિત

# ઉમિયા જ્યોત

સમાજના સર્વાંગી વિકાસનું માસિક

વર્ષ - ૦૧ અંક - ૦૧ મે-૨૦૧૨



શ્રી ઉમિયા માતાજી
મંદિર, ઊંઝા.

બધું જ ભૌતિક સુખ મળે પણ, આત્માની તરસ તો
મા ઉમિયા તારા સાન્નિધ્યમાં આવીને જ છીપાય છે.




# સહકારથી સમગ્ર સમાજની સેવા

## કૃષિ

રૂા. ૧૩ કરોડ ૫૮ લાખ કુલ ૨૦૦ તળાવ રીચાર્જ હેતુ (સરકારશ્રીની સહાય સાથે)
રૂા. ૧૩૮.૭૦ લાખ બોરીબંધ તથા ૭૦ પાકા ચેકડેમ (સરકારશ્રીની સહાય સાથે)
રૂા. ૩.૬૫ લાખ પશુ સારવાર કેમ્પમાં
રૂા. ૭૫.૭૯ લાખ તાલુકાના ખેડૂતોને તાલપત્રીનું રાહતદરે વિતરણ (સરકારશ્રીની સહાય સાથે)
રૂા. ૧૧.૧૧ લાખ પશુ સારવાર અને જીવદયા
રૂા. ૧૫.૭૫ લાખ ખેડૂત શિબિર
રૂા. ૧૦ લાખ સહકારી મંડળી ગોડાઉન બાંધકામ

## સરકારી ભાગીદારી

રૂા. ૧.૬૧ કરોડ ગોકુળ ગ્રામ યોજનામાં
રૂા. ૫૯.૮૪ લાખ જ્યોતિ ગ્રામ યોજનામાં ઊંઝા તાલુકો (૨૪ કલાક વિજળી કરણ યોજના)
રૂા. ૫૦ લાખ જ્યોતિ ગ્રામ યોજનામાં વડનગર તાલુકો (૨૪ કલાક વિજળી કરણ યોજના)
રૂા. ૬.૪૯ લાખ જીલ્લા પંચાયત મહેસાણા ઈન્ફરમેશન ટેકનોલોજી યોજના
રૂા. ૨૦ લાખ ઊંઝા તાલુકા ડેટા કનેકટીવીટી ડી.ડી.ઓ. મહેસાણા

## સુરક્ષા

રૂા. ૨ કરોડ ૬૪ લાખથી વધારે અકસ્માત વિમા યોજનામાં
રૂા. ૨૫ લાખ માનનીય મુખ્યમંત્રીશ્રીના રાહતફંડમાં
રૂા. ૫ લાખથી વધારે પોલીસ સ્ટેશન બિલ્ડીંગમાં

## કુદરતી આપત્તિ

રૂા. ૯૫ લાખ અછત રાહત ફંડમાં
રૂા. ૫૬ લાખ માનનીય મુખ્યમંત્રીશ્રીના રાહત ફંડમાં
રૂા. ૧૫ લાખ કચ્છ ધરતી કંપ રાહત ફંડમાં
રૂા. ૫ લાખ પુરપીડીત રાહત ફંડમાં
રૂા. ૨૧ લાખ સુનામી રાહત ફંડમાં

## શિક્ષણ

રૂા. ૫૧ લાખ લોક કલ્યાણ ટ્રસ્ટ
રૂા. ૫૨ લાખ કન્યા કેળવણી મંડળ
રૂા. ૬૧.૧૫ લાખ પ્રા. શાળા ના ઓરડાઓ માટે
રૂા. ૪૫ લાખ શ્રેયસ કેળવણી મંડળ
રૂા. ૧૦ લાખ નવજીવન કેળવણી મંડળ
રૂા. ૧૦ લાખ વિદ્યાલક્ષ્મી બોન્ડ (કન્યા કેળવણી ઉત્તેજન)
રૂા. ૫૮.૨૧ લાખ નોટબુક-ચોપડા વિતરણ રાહત
રૂા. ૨.૩૧ લાખ વાંચે ગુજરાત કાર્યક્રમ અનન્વયે
રૂા. ૧૧ લાખ મુખ્યમંત્રી શ્રી કન્યા કેળવણી નિધિ ફંડ

## સંસ્કારી પ્રવૃતિ

રૂા. ૮૭.૪૫ લાખ સમૂહ લગ્નોત્સવમાં પ્રોત્સાહન રૂપે
રૂા. ૧૫૩ લાખ સામાજીક સંસ્થાઓને જાહેરાત પેટે




## સેવાકીય પ્રવૃતિ

ભોજનાલયમાં રૂા. ૨૦ માં જમવાની ઉત્તમ વ્યવસ્થા
૨૪ કલાક ફાયર ફાઈટર સેવા
૨૪ કલાક એમ્બ્યુલન્સ સેવા
રૂા. ૫૦.૭૪ લાખ નોટબુક-ચોપડા રાહત દરે
રૂા. ૧૧.૧૧ લાખ મુક્તિધામ, સિધ્ધપુર.

## આરોગ્ય

રૂા. ૩૧ લાખ રોટરી ચેરી. ટ્રસ્ટ (ચિલ્ડ્રન હોસ્પિટલ) ઊંઝા
રૂા. ૩૪ લાખ કોટેજ હોસ્પિટલ ઊંઝા
રૂા. ૧૩ લાખ સરદાર સેવા ટ્રસ્ટ (બ્લડ બેંક)
રૂા. ૫ લાખ આંખની હોસ્પિટલ
રૂા. ૫ લાખ જીલ્લા અંધત્વ નિવારણ
રૂા. ૧ લાખ સદ્‌ભાવના ચેરી. ટ્રસ્ટ
રૂા. ૫ લાખ ચિકનગુનિયા સારવાર કેમ્પ
રૂા. ૩ લાખ સર્વ રોગ નિદાન કેમ્પ સમોડા વિદ્યાપીઠ
રૂા. ૨.૫૦ લાખ સર્વ રોગ નિદાન કેમ્પ ઊંઝા
રૂા. ૧.૪૨ લાખ બેટી બચાવો અભિયાન
રૂા. ૧.૮૬ લાખ નિરોગી બાળવર્ષ
રૂા. ૪.૩૫ લાખ સ્વાઈન ફ્લુ (સંક્રમક) કેમ્પ
રૂા. ૧.૫૬ લાખ આયુર્વેદિક હોસ્પીટલ
રૂા. ૫૧ હજાર યોગવિદ્યા
રૂા. ૧૦ લાખ ઉપેરા પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર
રૂા. ૫.૨૦ લાખ મચ્છરદાની રાહત

| વિષ્ણુભાઈ એમ. પટેલ | જેઠાભાઈ કે. પટેલ | ગૌરાંગભાઈ એન. પટેલ |
| --- | --- | --- |
| સેક્રેટરી | વાઈસ ચેરમેન | ચેરમેન |

**ખેતીવાડી ઉત્પન્ન બજાર સમિતિ, ઊંઝા.**

ફોન : (૦૨૭૬૭) ૨૫૩૬૦૮, ૨૫૩૯૭૯ ફેક્સ : ૨૫૪૩૦૮




કડવા પાટીદાર કુળદેવી
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા સંચાલિત

# ઉમિયા જ્યોત



: લવાજમ :

| | | | |
|---|---|---|---|
| દેશમાં | વાર્ષિક | રૂા. | ૧૫૦/- |
| દેશમાં | પાંચવર્ષના | રૂા. | ૭૦૦/- |
| પરદેશમાં | વાર્ષિક | ડૉલર | ૧૦૦/- |

દેશમાં આજીવન (૧૫ વર્ષ) રૂા.૧૫૦૦/-
પરદેશમાં આજીવન (૧૫ વર્ષ) ડૉલર ૩૦૦/-

: મુદ્રક, માલિક, પ્રકાશક :
કડવા પાટીદાર કુળદેવી
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા.

: મુદ્રણ સ્થળ :
શ્રી સ્વામિનારાયણ મુદ્રણ મંદિર
૧૨, શાયોના એસ્ટેટ, દૂધેશ્વર રોડ,
શાહીબાગ, અમદાવાદ-૪.
મો. : ૯૮૨૪૨૩૩૧૫૨

• *દર મહિનાની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.*

• આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખો અને વિચારો સાથે તંત્રી સહમત છે તેમ માનવું નહિ.

લવાજમ - લેખો - પત્ર વ્યવહાર માટે
ઉમિયા જ્યોત
ઉમિયા કેમ્પસ, એસ.જી.હાઈવે,
ભાગવત વિદ્યાપીઠ પાસે, સોલા, અમદાવાદ-૬૦
ફોન: ૦૭૯ - ૨૭૬૬૫૯૫૮

: અનુક્રમણિકા :

| | |
|---|---|
| સંસ્થાની પ્રવૃત્તિ.... | ૪ |
| તંત્રી સ્થાનેથી.... | ૫ |
| મુખપત્ર વધાવો... | ૬ |
| અર્પણ... | ૭ |
| શુભેચ્છા સંદેશાઓ.... | ૮ |
| મા ઉમાની પ્રાગટ્ય કથા.... | ૨૧ |
| વડીલો અને યુવાનો.... | ૨૩ |
| સનાતન ધર્મ.... | ૨૫ |
| પાટીદાર સમાજ કરવટ બદલે છે... | ૨૬ |
| પૂત્રવધુ એટલે પુત્રથી વધુ... | ૨૯ |
| બેટી બચાવો, સમાજ બચાવો... | ૩૧ |
| પાનખરનો પત્ર.... | ૩૨ |
| વેકેશન માણવાની કળા.... | ૩૫ |
| હળવો ફૂલ.... | ૩૬ |
| સ્વામીની અભય વાણી.... | ૩૮ |
| અસરકારક અમલીકરણ.... | ૩૯ |
| "અ..ઓ..મ્" શક્તિ ઉમા મૈયા.... | ૪૨ |
| લોકો આત્મહત્યા કેમ કરે છે ?.... | ૪૩ |
| સમાચાર સાર.... | ૪૬ |
| સમસ્ત પાટીદાર જોગ.... | ૪૮ |

# કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા

## સંસ્થાની ધાર્મિક પ્રવૃત્તિઓ

કંકુપડો - કાયમી થાળની તિથિ - નવચંડીયજ્ઞની કાયમીતિથી - સદાવ્રતની કાયમી તિથિ - મંગલા આરતીનો પ્રસાદ - અન્ય ભેટ - અખંડ ઘીનો દીવો - પાવડી પૂજા - ચંડીપાઠ - અન્ય દાનભેટ.

## શ્રી ઉમિયા માતાજીના ઉત્સવો

નૂતન વર્ષારંભ, અન્નકૂટ, વસંત પંચમી, વરઘોડો, નવરાત્રી મહોત્સવ, ચાતુર્માસકથા, માતાજીનો પ્રાગટ્યદિન.

## સંસ્થાની સામાજિક પ્રવૃત્તિઓ

૧. વિધવા / ત્યક્તા બહેનોનાં બાળકોને વિદ્યાભ્યાસ અંગે આર્થિક સહાય
૨. કન્યા / કુમાર છાત્રાલયોને મદદ
૩. પાનેતર - સમૂહલગ્નો માટે
૪. નિદાન કેમ્પોને મદદ
૫. વિધવા / ત્યક્તા બહેનોની દીકરીઓના લગ્ન અંગે આર્થિક સહાય
૬. પથિકાશ્રમ મદદ
૭. ઉમિયા ચંદ્રક
૮. ગૃહિણી તાલીમ શિબિર મદદ
૯. કુર્મિક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ પ્રકાશનમાં મદદ
૧૦. વિકલાંગ ભાઈ/બહેનોનાં લગ્ન આયોજન
૧૧. વિધવા / ત્યક્તા / નિરાધાર બાળકોને માસિક પેન્શન યોજના
૧૨. ખેતી આધારિત વ્યક્તિના આકસ્મિક અવસાન માટે મદદ
૧૩. મંદબુદ્ધિ / પરાધીન વ્યક્તિઓને આર્થિક સહાય
૧૪. કુદરતી હોનારત પ્રસંગે લોન / આર્થિક સહાય
૧૫. વિકલાંગ ભાઈ-બહેનોને ટ્રાઈસીકલ
૧૬. વિમા આરક્ષણ
૧૭. શ્રી રામ પારાયણ અન્ન સહાય
૧૮. કાયમી લગ્નોત્સવ યોજના
૧૯. શ્રી ઉમિયા માતાજીની મૂર્તિ આપવાની યોજના
૨૦. વિનામૂલ્યે ટીફીન સેવા અને
૨૧. ઉચ્ચ શિક્ષણક્ષેત્રે વ્યાજમુક્ત લોન યોજના

ખાસ નોંધ : ચાલુ વર્ષે માતાજીનો વરઘોડો (શોભાયાત્રા) વૈશાખ સુદ - ૧૫ રવિવાર તા. ૬-૫-૨૦૧૨ ના દિવસે ઊંઝા નગરમાં દબદબાપૂર્વક નીકળશે. હજારોની સંખ્યામાં નર-નારીઓ, અબાલ વૃદ્ધો તથા ભજન મંડળીઓ બેન્ડવાજા સહિત ભાવિકભક્તો જોડાશે. ઉમિયા સંસ્થાન ઊંઝાની દેવસ્થાન કમિટી તથા ઉમા માઈ મંડળનાં સભ્યો દ્વારા આ વરઘોડાનાં આયોજનમાં સૌને જોડાવા હાર્દિક પ્રાર્થના છે.

# તંત્રી સ્થાનેથી...



"ઉમિયા જ્યોત" એટલે લાખો-કરોડો મા ઉમિયાના ભક્તોની આતુરતાનો અંત. શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝાનું પણ એક આગવું મુખપત્ર હોવું જોઈએ એવી ઈચ્છા આ શુભારંભથી પૂર્ણ થાય છે. "ઉમિયા જ્યોત" (માસિક મુખપત્રિકા)નો પ્રથમ અંક આપ સૌના હાથમાં મૂકતાં હું **હર્ષોલ્લાસ સાથે આનંદ અને ગૌરવની લાગણી અનુભવું છું.**

**હે પુણ્યશીલ ગૃહસ્થો !**

"ઉમિયા જ્યોત" એટલે

- **મા ઉમિયાનો આશીર્વાદરૂપ શબ્દપ્રસાદ**
- **પાટીદારના ઘર ઘરની જ્યોત**
- **મા ઉમિયાનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર**
- **મિત્ર, તત્વજ્ઞાની અને માર્ગદર્શક**

"ઉમિયા જ્યોત" સૌનાં મન અને હૈયાંને અજવાળશે-ઉજાળશે. "**ઉમિયા જ્યોત**" અંક આપણા હાથમાં હોય એટલે મા આપણી સાથે છે તેવો ભાવ અનુભવાશે. એટલે મિત્રો, આ "ઉમિયા જ્યોત" અંક તમારી પાસે, તમારી સાથે, તમારી પર્સમાં, તમારી બેગમાં, તમારા ઓશિકે અને તમારી ગાડીમાં પણ રાખી મૂકવા નમ્ર પ્રાર્થના છે. **અંક સાથે હોવાને કારણે મા ઉમિયા તમારું સૌનું સુરક્ષા કવચ બની રહેશે.**

મા ઉમિયાના મંદિરે **હજારો સૂર્યોદયના ઉજાસ અને હજારો સૂર્યાસ્તના અંધકાર વચ્ચે પણ આપણ સૌને અકબંધ રાખ્યા છે.** ઊંઝા(ઉમાપુર) એક ગામ હતું. તેમાંથી ઊંઝાનગર થયું. મા ની અસીમકૃપા વરસવા લાગી અને નગરમાંથી ઊંઝાતીર્થ થયું... અને મહોત્સવ પછી તો તીર્થમાંથી મહાતીર્થ થયું. મા નો મહિમા અનેક ઘણો વધ્યો રજતજયંતી મહોત્સવ પછી તો ઊંઝાને લોકો "મોક્ષદાયિની નગરી" કહેવા લાગ્યા. **ભવિષ્યમાં મા ઉમિયાનું ઊંઝા "ગુજરાતનું કાશી" કહેવાશ** અને ઉમિયા ધામનું દર્શન આત્મશ્રદ્ધાનો માર્ગ મોકળો કરશે એથી શ્રદ્ધા અસ્થાને નથી.

આવા ભવ્યાતિભવ્ય ઊંઝા ઉમિયા માતાજી મંદિરના સાન્નિધ્યમાં સત્સંગ હોલમાં તા.૨-૫-૨૦૧૨ બુધવારે સવારે ૧૦-૦૦ કલાકે માસિક મુખપત્ર "ઉમિયા જ્યોત"નું લોકાર્પણ થશે. કહો કે અંકનું પ્રાગટ્ય થશે, અને તે પણ **પૂર્વ શંકરાચાર્ય, મહામંડલેશ્વર ૧૦૦૮, પ્રખર રાષ્ટ્રવાદી અને દેશભક્ત કલ્યાણમાર્ગી સન્યાસી પરમશ્રદ્ધેય અધ્યાત્મનિષ્ઠ સ્વામી સત્યમિત્રાનંદગિરીના હસ્તે !** આ યોગ અને સંયોગના પ્રત્યક્ષ સાક્ષી બનનારા તેમના જીવનની એક અવિસ્મરણીય ઘટનાના ભાગ્યશાળી માલિક બનશે. આ દિવસ - આ સમય - **આ ક્ષણ મા ઉમિયાના મંદિરની એક ઐતિહાસિક ઘટના કહેવાશે.**

સદ્‌ગત શેઠશ્રી કેશુભાઈનાં કેટલાંક સ્વપ્નોમાંનું એક તે "ઉમિયા મુખપત્ર શરુ કરવાનું" આજે આ વિધિ સંપન્ન થયેથી શેઠનો દિવંગત આત્મા અતિ પ્રસન્ન થશે. એટલે જ સ્વ. શેઠને સાચી શ્રદ્ધાંજલિના એક ભાગરૂપે સંસ્થાના તમામ હોદ્દેદારોએ **આ પ્રથમ અંક સ્વ. શેઠશ્રી કેશુભાઈને અર્પણ કરવાનો મહત્વનો નિર્ણય કર્યો. આ કૃતજ્ઞભાવના બદલ સૌને હૃદયની એક સલામ !**

બહુમુખી પ્રતિભા ધરાવનાર આપણું મુખપત્ર ફક્ત ધાર્મિક નહીં રહેતાં સામાજિક, શૈક્ષણિક, સાંસ્કૃતિક, યુવાનો-મહિલાઓ અને ખેડૂતો માટે મિત્ર અને માર્ગદર્શક બની રહે તેવો પ્રયત્ન તંત્રી મંડળનો રહેવાનો છે. સમય અને સમાજનું તટસ્થ મૂલ્યાંકન થાય, દરેકને નવી દિશા - નવો વિચાર મળે, અંધશ્રદ્ધા-કુરિવાજો બંધ થાય અને **એકવીસમી સદીને અનુરૂપ જ્ઞાન-વિજ્ઞાન-ટેકનોલોજીનો આવિષ્કાર થાય તેવા પ્રયત્નો કરવાનો મનોરથ સેવ્યો છે.**

મિત્રો, **હવે ધર્મ અને વિજ્ઞાન એક જ ભાષામાં વાત કરશે તે દિવસો દૂર નથી.** મનોરથો સેવવા - વાતો કરવી સહેલી છે પણ ઉત્તમ પ્રકારની ગુણવત્તા સાથે માસિકની ઉંચાઈ જાળવી રાખવી નામુમકિન નહીં, પણ મુશ્કેલ જરૂર છે. તે માટે મા ઉમિયાના આશીર્વાદ અને આપ સૌની શુભાશિષ અમને બળ આપતાં જ રહેશે. **આજે તો માની કૃપાથી અક્ષરદીપ જલાવ્યો છે, પણ તેને હંમેશાં જલતો - પ્રજ્વલિત રાખવા તેમાં ઘી પુરવાનું કામ આપ સૌનું છે.**

*હવે પટેલ પટેલમાં ભેદ ના હોય,*
*ઉમિયા કો ભજે સો ઉમિયા કા હોય.*

**- ડૉ. પ્રભુદાસ પટેલ**
તંત્રી

# "મુખપત્ર" ને વધાવી લો

- સ્વામી સચ્ચિદાનંદ



- જન સમાજમાં ધર્મ અને સમાજ અંગે સાચી ક્રાંતિ જગાડનાર લોક કલ્યાણી સન્યાસી સ્વામી સચ્ચિદાનંદ વિચારોમાં સ્વામી વિવેકાનંદની પ્રતિકૃતિ છે. ધર્મ-સમાજ-ઈતિહાસ વિષયક ઘણાં પુસ્તકો લખનારા સ્વામીએ દુનિયાભરના દેશોનો પ્રવાસ ખેડ્યો છે. "વીરતા પરમો ધર્મ" નું સૂત્ર આપનાર સ્વામી ગુજરાત નહીં સમગ્ર ભારતમાં આદર પામ્યા છે.

ભારત સમાજોનો દેશ છે. અહીં સેંકડો નહિ પણ હજારો સમાજો વસે છે. પ્રત્યેક સમાજનું આગવું વ્યક્તિત્વ અને આગવી ઓળખ છે. તેમાં કડવા પાટીદાર સમાજ એક સૌથી વધુ મહત્ત્વનો સમાજ છે. આ સમાજ માત્ર ગુજરાતમાં જ નહિ પણ રાજસ્થાન, મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્રમાં પણ દૂર દૂર સુધી ફેલાયેલો છે.

પહેલાં જ્યારે પરિવહનની સગવડ ન હતી ત્યારે સમાજનાં જુદાં જુદાં એકમોના સંપર્ક પણ રહેતા ન હતા. તેથી કેટલાંક એકમો એકબીજાથી ખાસાં દૂર પડી ગયાં હતાં. પણ હવે પરિવહન, મિડિયા, ટેલીફોન, સેલફોન વગેરે અનેક ઉપલબ્ધિઓ પ્રાપ્ત થવાથી દૂરના ઘટકો સાથે પણ સહજ રીતે સંપર્ક થઈ શકે છે. એટલે આજની સ્થિતિમાં સમાજ જેટલો નજીક અને એકતા અનુભવે છે તેટલો પહેલાં કદી અનુભવતો ન હતો.

કડવા પાટીદાર સમાજનું સૌથી મોટું બળ તેની કુળદેવી ઉમિયા માતા છે. ઉમિયા માતા એટલે પૂરા કડવા પાટીદાર સમાજની આસ્થાનું કેન્દ્ર. અને તે કેન્દ્ર એટલે ઊંઝા. ઊંઝામાંથી બધે દૂર દૂર સુધી વિસ્તાર થયેલો છે. છેલ્લે કેટલાંય વર્ષોથી ઊંઝા ઉમિયા માતા સંસ્થાનમાં ભારે જાગૃતિ આવી છે.

**તેમણે અઢારમી શતાબ્દી ઉજવી અને તેના પછી તેની રજત જયંતી મહોત્સવ ઉજવ્યો. આ બધા દ્વારા સમાજ એકત્રીત થઈ શક્યો.**

હવે આવા ઉત્સવો રોજ રોજ ઉજવાય નહીં, પણ સમાજની નાની મોટી પ્રત્યેક હલચલ તેના સદસ્ય સુધી પહોંચે તે અત્યંત જરૂરી છે. તે માટે સંસ્થાએ પોતાનું એક મુખપત્ર-માસિક પ્રગટ કરવાનું નક્કી કર્યું. જેનું નામ "ઉમિયા જ્યોત" રાખવામાં આવ્યું છે. આ "ઉમિયા જ્યોત" ગામે ગામ ઘરેઘર પહોંચતું થાય અને જ્યોતમાંથી જ્યોત પ્રગટે - તેનો પ્રકાશ વધે અને એ પ્રકાશમાં સમાજનાં બધાં સમાચારો ઘેર બેઠાં જાણતા થાય એ હેતુ છે.

આજે સમાજમાં મારી દૃષ્ટિએ પાંચ હેતુ જાણવા જરૂરી છે :

(૧) દીકરા-દીકરીઓના સંબંધ બાંધવા માટે બંને પક્ષોને સમજવા જરૂરી છે, જે કામ આ મુખપત્ર જરૂર કરશે.

(૨) સમાજના વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓ ઉચ્ચ શિક્ષણ મેળવવા અથવા તે માટે પરદેશ જવા માટે જરૂરી માહિતી અને સહાયતા આપવાનું કામ આ મુખપત્ર કરશે.

(૩) સમાજના દૂર દૂર સુધી પથરાયેલા સદસ્યોને કોઈ આંચ આવતી હોય તો તે નિવારણ કરવા માટે આ મુખપત્ર સામાજિક શક્તિ ઉભી કરીને તેનું રક્ષણ કરવા પ્રયત્ન કરશે.

(૪) સદીઓથી સમાજમાં ઘૂસી ગયેલા કુરિવાજો અને કુરૂઢિઓ વગેરે દ્વારા નર-નારીઓ પીડાતાં હોય છે. તેમને તેવા કુરિવાજો અને કુરૂઢિઓમાંથી મુક્ત કરવા આંદોલન જગાવવા આ મુખપત્ર અગત્યનો ભાગ ભજવશે.

(૫) લોકશાહીમાં સમૂહલગ્ન મહત્ત્વનો ભાગ ભજવતું હોય છે. કડવા પાટીદાર સમાજનો વિશાળ સમૂહ છે. આ સમૂહ જો સંગઠીત થાય - તેનું એકત્રીકરણ થાય તો લોકશાહી પ્રથામાં તેનું વજન પડશે. આ મુખપત્ર દ્વારા સમાજના આગેવાનો, નેતાઓ, કાર્યકર્તાઓ એક મંચ ઉપર આવીને તેમની શક્તિનો ઉપયોગ સમાજ માટે થશે જેથી સમાજ બળવાન થશે.

**આશા છે કે આ મુખપત્રને પૂરો સમાજ વધાવી લેશે - સ્વીકારી લેશે. અને તેના દ્વારા પોતાની જાતને વટવૃક્ષમાં જોશે. મા ઉમિયાને નમ્ર પ્રાર્થના કે કડવા પાટીદાર સમાજની આ મુખપત્ર સફળતા પ્રાપ્ત કરે.**

**- સ્વામી સચ્ચિદાનંદ**
ભક્તિનિકેતન આશ્રમ
દંતાલી, તા. પેટલાદ

# માસિક મુખપત્ર "ઉમિયા જ્યોત" નો પ્રથમઅંક

## અર્પણ.....

મા ઉમિયાના લાડકા ભક્ત જેણે ઉમિયા સંસ્થાન-ઊંઝાનું
"આગવું મુખપત્ર હોવું જોઈએ" એવો સંકલ્પ કર્યો,
તે સ્વપ્નદૃષ્ટા અને વિરલ વ્યક્તિત્વના સ્વામી
સ્વ. શેઠશ્રી કેશવલાલ વી. પટેલને........

## એક તેજોમય વિરલ વ્યક્તિત્વના સ્વામી

### સ્વ. શેઠશ્રી કેશવલાલ વિ. પટેલ



જેની જિંદગીમાં વર્ષો નહિ પણ વર્ષોમાં જિંદગી ઉમેરાઈ છે એવા શેઠ સ્થૂળદેહે હયાત નથી, છતાં સૂક્ષ્મરૂપે આજે પણ પરિસરમાં ફરતા દેખાયાનો ભાવ થાય છે.

સતત સાડાત્રણ દાયકા સુધી મા ઉમિયા અને સમાજની ભક્તિમાં વ્યસ્ત રહેનારા સ્વ. શેઠ એટલે એક અનોખું સૌમ્ય - સાદગીથી હર્યું ભર્યું સાલસ વ્યક્તિત્વ.

પ્રસિદ્ધિ કે સંપત્તિનો ચળકાટ નહીં, એમણે શ્રીમેતાઈ નહીં, પણ સજ્જનતાનો આત્મસાત આપણને સૌને કરાવ્યો. એમનું ભારતીય વસ્ત્ર પરિધાન હંમેશાં મહેંકી ઉઠતું. દિલની કોઈપણ વાત સોંપી શકાય - હૈયું ઠાલવી શકાય તેવો એક ઉમદા વિસામો હતા.

પૂરતો સમય ફાળવવો એ એમની આગવી વિશિષ્ટતા હતી. પુરુષાર્થ અને સંઘર્ષથી સદાય ઘેરાયેલા રહ્યા છતાંય, નિર્ણય લેવાની તીક્ષ્ણ બુદ્ધિ અને આવડતથી હંમેશાં દરેક કાર્યમાં સફળ રહ્યા.

કાળાંતરે બધું જ વિલાઈ-વિસરાઈ જશે પણ એમના ભાવભીના સ્વભાવની સુગંધ-મહેંક સૌનાં અંતર હંમેશાં મઘમઘાવતાં રાખશે.

આલોકઆગમન
૨૮-૧૧-૧૯૨૪

પરલોકગમન
૧૧-૪-૨૦૧૧

આપણા સૌની સદ્‌ગત શેઠને હૃદયની ભાવાંજલિ

संस्थापक :
स्वामी सत्यमित्रानन्द गिरि
निवृत्त जगद्गुरु, शंकराचार्य, ज्योतिर्मठ शाखा

ॐ

समन्वय सेवा ट्रस्ट
समन्वय कुटीर, सप्त सरोवर, हरिद्वार - 249410 (उत्तरांचल) भारत

SAMANVAYA SEVA TRUST
Samanvaya Kutir, Sapta Sarowar, Haridwar - 249 410 (Uttaranchal) India
Telephone : Office : 0133-460256, Fax : 0133-460981
Bharat Sadan : 0133-460111, Fax : 0133-460010
E-mail : samanvayst_hwr@sancharnet.in
website : www.bharatmatamandir.com

फोन 01334-260256
फैक्स 01334-260981

14/4/12

प्रति,

डॉ. प्रभुदास पटेल
तंत्री–उमिया ज्योत

धार्मिक स्थल
"उमिया ज्योत"

उमिया माता संस्थान ऊँझा गुजरात नहीं पूरे भारतवर्ष का महत्वपूर्ण धार्मिक स्थल है। सभी पाटीदार माँ उमिया भक्त हैं। ऊँझा संस्थान द्वारा मासिक पत्रिका **"उमिया ज्योत"** का शुभारंभ हो रहा है। यह समाचार होने पर अति प्रसन्नता का अनुभव हो रहा है।

इस अवसर पर मैं आपको हार्दिक शुभकामनाएँ प्रदान करता हूं।

भारत देश में गुजरात धार्मिक, शैक्षणिक, उद्योग और सामाजिक केन्द्र में सबसे आगे रहा है। उसमें भी माता उमिया संस्थान समस्त पाटीदारों का मुख्य आस्था केन्द्र है। मैं सभी पदाधिकारियों और तंत्री श्रीमान प्रभुदास भाई को हार्दिक धन्यवाद देता हूं।

यह मासिक पत्रिका निश्चित तौर पर परिवार के सभी सदस्यों और आने वाली पीढियों के लिये धर्म के प्रति जागरूक होने की प्रेरणा देगी और साथ ही साथ उसमें व्यवहारिक गुणों का सिंचन भी करेगी।

यह पत्रिका समाज को उत्कृष्ठ बनाने में पूर्ण योगदान प्रदान करेगी और भावी नागरिकों के अन्दर उच्च भावना का विकास करेगी ऐसी शुभ इच्छा है। I am sure that this Magazine will prove the pioneer to ~~help~~ imbibe ~~the~~ rich culture of India in the society.

शुभेच्छु

स्वामी सत्यमित्रानन्द गिरि
संस्थापक भारत माता मंदिर, हरिद्वार
स्वामी सत्यमित्रानन्द ॐ

॥ श्री उमाम्बा शरणमस्तु जन्मान्तरेष्वपि ॥
Trust Reg. No. : A-943/Mehsana. PAN - AAATK2933L
કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા.
Kadva Patidar Kuldevi Shree Umiya Mataji Sansthan, Unjha.
Unjha : 384170 (N.G.) INDIA. Phone : Office : 02767 - 245472, 245972,
Fax : 245772, Guest House : 246474, Bhojanalay : 245474
Web : www.maaumiya.com, E-mail : umiyamatajiunjha@gmail.com

તા. ૧૫-૪-૧૨

પ્રતિ

ડૉ. પ્રભુદાસ પટેલ

તંત્રી

"ઉમિયા જ્યોત"

જય ઉમિયા

મા ઉમિયાના આશીર્વાદથી અને આપણા સૌના સહિયારા ભગીરથ પ્રયત્નોથી **ઉમિયા સંસ્થાન - ઊંઝા** અનેકવિધ ધાર્મિક, સામાજિક, શૈક્ષણિક, સાંસ્કૃતિક, યુવાનો અને મહિલાઓ માટેની **પ્રવૃત્તિઓથી સમગ્ર વર્ષ દરમિયાન ધમધમતું રહે છે.**

હવે તેમાં **'ઉમિયા જ્યોત'** નામથી માસિક-મુખપત્રનો શુભારંભ થઈ રહ્યો છે ત્યારે હું **મારી હાર્દિક શુભકામનાઓ પાઠવું છું.**

**'ઉમિયા જ્યોત'** દરેકે દરેક ઘેર વંચાશે તો તેના દ્વારા માના આશિષનો પ્રકાશ ઘરને અને વાચકના મનને અજવાળશે. **આપણા સૌની અપેક્ષા કરતાં પણ ઘણી ઉમદા કક્ષાનું મુખપત્ર બની રહે તે માટે** હું મા ઉમિયાને પ્રાર્થના કરું છું.

**"રાષ્ટ્રનિર્માણ કાજ સમાજનિર્માણ"** એ સૂત્રને ધ્યાને રાખીને સમાજોપયોગી કૃષિ સમાજ-ગ્રામસમાજ સમૃદ્ધ, શિક્ષિત, સંસ્કારી અને સંગઠીત બને તે ધ્યેયને આગળ વધારવા માટે આ માસિક માધ્યમ બની રહે તેવી અપેક્ષા છે.

ડૉ. પ્રભુદાસ પટેલ અને તેમના સાથીદારોના **જ્ઞાન અને અનુભવ આ મુખપત્રની હિફાજત કરવામાં અતિ ઉપયોગી સાબિત થશે.** "ઉમિયા જ્યોત" ને शतं जीव शरद ની શુભ લાગણીઓ સાથે સૌ પાટીદારો માટે આ માસિક "મિત્ર અને માર્ગદર્શક" બની રહો એજ અભ્યર્થના !

ભવદીય

**અનિલભાઈ પટેલ**

ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા






તા. ૧૩-૦૪-૨૦૧૨

## સંદેશ

ભકિતની શકિત અને જ્ઞાનનો પ્રકાશ એટલે ઉમિયા જ્યોતનો અનેરો આવિર્ભાવ. શકિત સ્વરૂપા મા ઉમિયા પ્રત્યેની આસ્થા અનેક ભાવિકોનાં અરમાન પૂર્ણ કરનારી છે. શ્રદ્ધાપૂર્વક સેવેલા મનોરથ મા ઉમિયાની ઉર્મિલ લાગણી થકી પાર પડે ત્યારે સૌના અંતરમાં ઉમિયા જ્યોત જરૂર પ્રગટે.

**શ્રી ઉમિયા માતાજી મંદિર સંસ્થાન ઊંઝા** દ્વારા ભકિત, શકિત અને યુવા મહિલા શકિતને પ્રોત્સાહિત કરતા માસિકનો પ્રારંભ થયેલ છે તે ખૂબ જ આનંદની વાત છે. ઉમિયા જ્યોતના પ્રકાશની નિયમિતતા અને નાવીન્યપૂર્વકની સફળતા માટે શુભેચ્છા પાઠવું છું.

**સૌનો,**

(નરેન્દ્ર મોદી)

પ્રતિ,
ડૉ. પ્રભુદાસભાઈ પટેલ, તંત્રી,
ઉમિયા જ્યોત,
ઉમિયા કેમ્પસ, સરખેજ-ગાંધીનગર હાઈવે,
સોલા, અમદાવાદ.

**નરેન્દ્ર મોદી**
મુખ્ય મંત્રી, ગુજરાત રાજ્ય






Ex.Chief Minister
(Gujarat State)
Ex.Member of Parliament
(Rajya Sabha)

केशुभाई पटेल
Keshubhai Patel

Chairman
Shree Somnath Trust

તા. ૨૦-૦૪-૧૨

## શુભેચ્છા સંદેશ

જગત જનની આધશકિતનું એક દિવ્ય સ્વરૂપ એટલે ઉમિયામાતા. ઉમિયામાતા સંસ્થા ઉંઝા દ્વારા થઈ રહેલી વિવિધ પ્રવૃતિઓ પ્રત્યે સમાજના દરેક વર્ગના લોકોમાં અનેરી આસ્થા પ્રર્વતે છે.

ઉમિયામાત સંસ્થાન દ્વારા થતી સેવાકિય અને સમાજ ઉપયોગી પ્રવૃતિઓનો વ્યાય વધારીને પાટીદાર સમાજ ઉપરાંત અન્ય વર્ગના લોકોને પણ બહોળા પ્રમાણમાં લાભ આપવામાં આવી રહયો છે તે આવકાર દ્યયક છે. ટ્રસ્ટની આ વિવિધ પ્રવૃતિઓને જાણકારી આપવા અને ધાર્મિક સદ્ભાવનામાં વૃધ્ધિ થાય તે હેતુથી "ઉમિયા જયોત" નામનું માસીક પ્રકાશન શરૂ થઈ રહયુ છે તેજાણી આનંદ થયો.

ઉમિયા જયોત માસીકના પ્રકાશનની સફળતા માટે અંતઃકરણપૂર્વકની શુભેચ્છા ઓ પાઠવું છે.

કે.શ. પિટેલ
(કેશુભાઈ પટેલ)

પ્રતિ,
તંત્રી શ્રી,
શ્રી ઉમિયા જયોત માસીક
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન,
મુ.તા. ઉંઝા, જી. મહેસાણા.

K-12, Sector 19, Circuit House,Gandhinagar - 382 019. Gujarat.Tel. :079-232 46575, 232 54894 /95
Fax : 079-232 54896 email : excmkeshubhaipatel@gmail.com




**આનંદીબેન પટેલ**

ક્રમાંક : મહે./આ.વ્ય./મા. મ./પાયો./મબાક/1773/૧૨
મંત્રી,
મહેસૂલ, આપત્તિ વ્યવસ્થાપન, માર્ગ અને મકાન,
પાટનગર યોજના, મહિલા અને બાળ કલ્યાણ.
ગુજરાત સરકાર,
૧/૬, સરદાર પટેલ ભવન, ગાંધીનગર-૩૮૨ ૦૧૦.
ફોન નં. (૦૭૯) ૨૩૨૪૩૩૩૧/૨૩૨૩૮૦૭૭
તારીખ : 10-4-2012



## શુભેચ્છા સંદેશ

ગુજરાત ઉપરાંત ભારત અને વિદેશોમાં પણ લાખો કરોડો લોકો માટે આસ્થા અને શ્રદ્ધાનું પ્રતીક બની ચૂકેલ શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા દ્વારા 'ઉમિયા જ્યોત'ના નામનું મુખપત્ર (માસિક) શરૂ થઈ રહ્યું છે, તે જાણી ખૂબ જ આનંદ થયો.

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા દ્વારા પ્રકાશિત થનાર 'ઉમિયા જ્યોત' મુખપત્ર (માસિક)નો અંક સર્વે ભક્તજનો માટે ઉપયોગી બની રહેશે અને ઉમિયા જ્યોત માસિક થકી ફક્ત ધાર્મિક નહિ રહેતા સામાજિક, શૈક્ષણિક, સાંસ્કૃતિક તથા યુવાનો અને મહિલાઓને જાગૃત કરવાનું આપનું ધ્યેય ચોક્કસ સિદ્ધ થાય તેવી હૃદયપૂર્વકની શુભેચ્છા પાઠવું છું.

આનંદીબેન

(આનંદીબેન પટેલ)

પ્રતિ,
ડો. પ્રભુદાસ પટેલ,
તંત્રીશ્રી-ઉમિયા જ્યોત
ઉમિયા કેમ્પસ, સરખેજ-ગાંધીનગર હાઈવે, સોલા, અમદાવાદ.

નિવાસ સ્થાન : ૪, મંત્રીશ્રીઓના નિવાસ સ્થાન, સેક્ટર-૨૦, ગાંધીનગર.
ફોન નં. : (૦૭૯) ૨૩૨૪૮૪૬૦/૨૩૨૪૮૪૭૦
ઈ-મેઈલ: min-rev@gujarat.gov.in/anandibenpatel@yahoo.co.in

Min. Subech_bhakti_12 (S).doc/13




નરોત્તમભાઈ પટેલ



☎ (O) (૦૭૯) ૨૩૨ ૩૮૦૭૮, ૨૩૨ ૨૧૦૩૪
(R) (૦૭૯) ૨૩૨ ૩૨૪૬૭, ૨૩૨ ૪૭૮૭૮
ક્રમાંક : મં/પંગ્રાગૃનિગ્રાઅનાપુગ્રાબા/૨૫૫ /૨૦૧૨
મંત્રી,
પંચાયત, ગ્રામ ગૃહ નિર્માણ, ગ્રામ વિકાસ,
અન્ન, નાગરિક પુરવઠો અને ગ્રાહકોની બાબતો
ગુજરાત સરકાર,
બ્લોક નં. ૧, ૬ઠ્ઠો માળ, સરદાર પટેલ ભવન, નવા સચિવાલય,
ગાંધીનગર-૩૮૨ ૦૧૦.
તારીખ :- ૨૦/૦૪/૨૦૧૨

સ્નેહીશ્રી,

શ્રી ઉમિયા માતાજી સંસ્થા, ઉંઝા ઉમિયા જ્યોત નામનું મુખપત્ર (માસિક) શરુ કરનાર છે તે જાણીને ખુબજ આનંદ થયો છે.

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઉંઝા માત્ર ગુજરાત નહીં પરંતુ સમગ્ર ભારત અને વિદેશોમાં ખ્યાતિ ધરાવે છે અને કરોડો લોકો માટે આસ્થા અને શ્રધ્ધાનું પ્રતિક બની રહેલ છે. ઉમિયા સંસ્થાન ફક્ત ધાર્મિક જ નહીં રહેતા સામાજિક, શૈક્ષણિક, સાંસ્કૃત્તિક તથા યુવાનો અને મહિલાઓની જાગૃતિ અભિયાનનું કામ શરુ કરવાના વિચારો ખુબજ આવકારદાયક છે. **ઉમિયા જ્યોત** મુખપત્ર સર્વોત્તમ પ્રસિધ્ધિ હાંસલ કરે તેવી માં ઉમિયાને પ્રાર્થના કરૂ છું.

**ઉમિયા જ્યોત** મુખપત્ર સફળતાપૂર્વક પ્રસિધ્ધ થાય અને દિનપ્રતિદિન પ્રગતિ કરે તેવી હાર્દિક શુભેચ્છાઓ પાઠવું છું.

આભારસહ,

આપનો સ્નેહાધિન,

(નરોત્તમભાઇ પટેલ)

પ્રતિ,

ડો. પ્રભુદાસ પટેલ,
તંત્રીશ્રી,
ઉમિયા જ્યોત,
ઉમિયા કેમ્પસ, સરખેજ-ગાંધીનગર હાઇવે,
સોલા, અમદાવાદ.






ક્રમાંક : પા.પુ./જસં./શવિ./ ૪૮/૩૨૬/૧૨
મંત્રી,
પાણી પુરવઠા, જળસંપત્તિ (કલ્પસર પ્રભાગ સિવાય),
શહેરી વિકાસ અને શહેરી ગૃહ નિર્માણ,
ગુજરાત સરકાર,
બ્લોક નં. ૧, ૭મો માળ, સચિવાલય, ગાંધીનગર.
તારીખ : 10 APR 2012

## શુભેચ્છા સંદેશ

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન- ઊંઝા સંચાલિત ''ઉમિયા જ્યોત'' (માસિક મુખપત્ર) શરૂ થઈ રહ્યું છે તે જાણી આનંદ થયો. લાખો-કરોડોની ભક્તિ અને આસ્થાનું કેન્દ્ર એટલે મા ઉમિયા. શ્રી ઉમિયા માતાજી સંસ્થાન ધ્વારા અનેક પ્રકારની ધાર્મિક, સામાજિક અને શૈક્ષણિક પ્રવૃત્તિઓ ચાલી રહી છે. એકવીસમી સદીને અનુરૂપ યુવાનો માટે સંગઠન, મહિલાઓ માટે સશક્તિકરણ અને જાગૃત્તિ, વ્યસનમુક્તિ, રોજગાર માર્ગદર્શન જેવી અનેક પ્રવૃત્તિઓ સંસ્થા ધ્વારા હાથ ધરાઈ છે જે પ્રસંશનીય છે.

સંસ્થાન ધ્વારા એક નવું સોપાન ''ઉમિયા જ્યોત'' (માસિક મુખપત્ર) શરૂ થઈ રહ્યું છે તે માટે અભિનંદન. આ મુખપત્ર ઘર ઘરનું માસિક બની રહે તેવી હાર્દિક શુભકામનાઓ પાઠવું છું. ગુણવત્તાની દ્રષ્ટિએ અને રૂપરંગની દ્રષ્ટિએ મન અને હૃદયને સ્પર્શે તેવું ઉત્તમ પ્રકારનું આ માસિક બને તેવી શુભેચ્છા સહ સર્વને અભિનંદન પાઠવું છું.

આપનો સ્નેહાધીન,

નીતિન ર. પટેલ

(નીતિન પટેલ)

પ્રતિ,
ડૉ. પ્રભુદાસ પટેલ
તંત્રીશ્રી,
''ઉમિયા જ્યોત''

48

નિવાસ સ્થાન : બંગલા નં. ૨૦, મંત્રીશ્રી નિવાસ સ્થાન, સેક્ટર-૨૦, ગાંધીનગર.
ફોન નં. : ૨૩૨૫૯૭૦૭, ૨૩૨૩૨૪૯૧, ૨૩૨૨૧૮૯૧
કાર્યાલય ફોન : ૦૭૯-૨૩૨૫૦૧૧૬ થી ૨૩૨૫૦૧૧૯, ૨૩૨૩૮૦૭૬ - ૨૩૨૪૩૩૮૯
ફેક્સ : ૦૭૯-૨૩૨૫૦૧૨૦
વિધાનસભા કાર્યાલય : ૨૩૨ ૫૩૧૭૧-૭૨, ૨૩૨ ૫૦૯૭૦

# Parshottam Rupala

Member Of Parliament
(Rajya Sabha)
National Vice President, BJP




501, Brahmputra Flats,
Dr. B.D. Marg,
NEW DELHI-110001
Tel. : 098681 81393, 098253 26660


Ref. :

Date : - - 20



## શુભેચ્છા સંદેશ

સ્નેહીશ્રી,

ગુજરાતના ગરવા પાટીદારોના કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન દ્વારા સમાજના આગવા મુખપત્ર "ઉમિયા જ્યોત" ના પ્રકાશનનો પ્રથમ અંક પ્રકાશિત થઈ રહ્યો છે, તે જાણીને અત્યંત આનંદની લાગણી અનુભવું છું.

માં ઉમિયા માતાજી સંસ્થાન દ્વારા સમાજ માટે અત્યંત ઉપયોગી એવી અનેક ધાર્મિક, સામાજીક, શૈક્ષણિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ થઈ જ રહી છે, તેમાં આ મુખપત્રના પ્રકાશન ના એક નવા સોપાનના પ્રારંભ પ્રસંગે, આ શુભ કાર્ય સાથે સંકળાયેલા સમાજના તમામ આગેવાનો, શુભચિંતકો, માર્ગદર્શકો અને સહાયકોને મારા હાર્દિક અભિનંદનની સાથે સાથે આપ સૌને મારી હાર્દિક શુભેચ્છાઓ પાઠવું છું. માતાજી આપ સૌને આવા શુભ કાર્યો કરવા માટે અખુટ શક્તિ અર્પે તેવી પ્રાર્થના.

મને ખાતરી છે કે, આ મુખપત્રના માધ્યમથી માં ના ભક્તજનો સંસ્થાની વિવિધ પ્રવૃત્તિઓથી સુપેરે વાકેફ રહી શકશે. હું આશા રાખું કે, "ઉમિયા જ્યોત" મુખપત્ર એ દરેક પાટીદારોના ઘર ઘરનું માસિક બની રહેશે.

આપનો સ્નેહાધિન,

( પરશોત્તમ રૂપાલા )
સસદસભ્ય (રાજ્યસભા)

Resi. : Plot No. 1181, Sector 3/D, "Gh" Road, Gandhinagar (Gujarat) Ph. : +91-79-23238698
Website : http://parliamentofindia.nic.in



**દિલીપ સંઘાણી**

કૃષિ, સહકાર, પશુપાલન, મત્સ્યોદ્યોગ,
ગૌસંવર્ધન, જેલ, કાયદો અને ન્યાયતંત્ર,
વૈધાનિક અને સંસદીય બાબતો
ગુજરાત સરકાર
તારીખ : 11 APR 2012



## શુભેચ્છા સંદેશ

" **શ્રી ઉમિયા માતાજી મંદિર - સંસ્થાન - ઊંઝા** " શ્રી ઉમિયા માતાજી એટલે કડવા પાટીદારોના કુળદેવી ગણાય તેવું નથી પરંતુ તમામ જાતિ/કોમ અને ધર્મના લોકો માટે ખૂબ જ ધાર્મિક આસ્થાનું સ્થાન ગણવામાં આવે છે.

સંસ્થા દ્વારા હમણાં હમણાં જ "**ઉમિયા જ્યોત**" મુખપત્ર(માસિક)ના રજીસ્ટ્રેશનની મંજૂરી દિલ્હી ખાતેથી મળી ગયેલ છે અને આગામી માસમાં જ ધાર્મિક, સામાજિક અને શૈક્ષિણક, સાંસ્કૃતિક તથા યુવાનો અને મહિલાઓની જાગૃતિના અભિયાનના સારૂ "**ઉમિયા જ્યોત**" નો પ્રથમ અંક પ્રસિધ્ધ થવા જઇ રહેલ છે તે જાણી આનંદ થયો.

"**ઉમિયા જ્યોત**"ના પ્રથમ અંક પ્રસિધ્ધની સફળતા માટે સંસ્થાને મારી શુભેચ્છા તેમજ આ સેવાકાર્ય માટે સહકાર આપનાર તમામને મારા હાર્દિક અભિનંદન પાઠવું છું.

( દિલીપ સંઘાણી )

પ્રતિ,
**ડૉ.પ્રભુદાસભાઇ પટેલ,**
તંત્રીશ્રી '**ઉમિયા જ્યોત**', ઉમિયા કેમ્પસ,
એસ.જી.હાઇવે, સોલા, અમદાવાદ.

કચેરી : ૧, સરદાર પટેલ ભવન, સાતમો માળ, સચિવાલય, ગાંધીનગર - ૩૮૨ ૦૧૦.

**પ્રફુલ પટેલ**





રાજ્યકક્ષાના મંત્રી
પોલીસ આવાસો, સરહદી સુરક્ષા,
નાગરિક સંરક્ષણ, ગૃહ રક્ષક દળ, ગ્રામરક્ષક દળ,
જેલ, નશાબંધી, આબકારી અને ગૃહ
તા. : ૧૦-૪-૨૦૧૨

## શુભેચ્છા

સ્નેહીશ્રી,

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝા દ્વારા "ઉમિયા જ્યોત" નામના મુખપત્રની શરૂઆત થઈ રહી છે. તે જાણી આનંદ થયો.

સમાજના દરેક વર્ગ માટે સામાજીક શૈક્ષણિક, સાંસ્કૃતિક માહિતીઓની સાથે સાથે મહિલા અને યુવાનોની જાગૃતિ માટે પ્રસિદ્ધ થનાર મુખપત્ર "ઉમિયા જ્યોત" હંમેશા સમાજ માટે કડીરૂપ બનીને એક જાગૃત સમાજ સેવાનું કાર્ય કરવાની નૈતિક જવાબદારી ઉપાડવા પગરણ માંડી રહ્યું છે, ત્યારે સમાજ ઉપયોગી સાહિત્ય સાથે વિવિધ સમાચારો આપણી સંસ્કૃતિને શોભાવનાર બની રહે અને તે નાનાબાળકોથી માંડી મોટાઓ વાંચન કરે તેવું આકર્ષક બનાવશો, એવી અભ્યર્થના સેવું છું.

"ઉમિયા જ્યોત" ના પ્રકાશન માટે તંત્રીશ્રી દ્વારા કરવામાં આવેલ અથાગ પ્રયત્નોના ફળ સ્વરૂપે આ પ્રથમઅંકે હું સમાજના સૌ ભાઈ બહેનોને પોતાના વિચાર વ્યક્ત કરવાનો તેમજ લેખન કળાને વ્યક્ત કરવાનો મોકો આપી સાહિત્ય રસિકો માટે આકર્ષણ જમાવશે તેવો મને વિશ્વાસ છે. "ઉમિયા જ્યોત"ના પ્રથમઅંકની પ્રસિદ્ધિ વખતે હું મારી ખૂબ ખૂબ હાર્દિક શુભેચ્છાઓ પાઠવું છું.

પ્રતિ,
ડૉ. પ્રભુદાસ પટેલ
તંત્રી - ઉમિયા જ્યોત

(પ્રફુલ પટેલ)

**મોહનભાઈ કુંડારીયા**





રાજ્યકક્ષાના મંત્રી, ગ્રામવિકાસ,
ગુજરાત સરકાર,
બ્લોક નં.૨/૬, સરદાર પટેલ, સચિવાલય,
ગાંધીનગર-૩૮૨૦૧૦.
તા. ૧૧-૪-૨૦૧૨

## શુભેચ્છા સંદેશ

જગ જનની માં ઉમિયાના આશીર્વાદથી પાટીદાર સમાજે આજે જે પ્રગતિના સોપાનો સર કર્યા છે તથા સામાજિક એકતા સાધી છે તે ખરેખર અન્ય સમાજ માટે એક દ્રષ્ટાંત છે.

સામાજિક એકતા એ દરેક સમાજની પ્રગતિ માટે એક અભિન્ન અંગ છે તેવું મારૂં માનવું છે. પાટીદાર સમાજનો એકતાનો પાયો મજબૂત થાય અને સમાજ પ્રગતિના નવા સોપાનો સર કરે તે હેતુ સર સમાજના અગ્રણીઓ તથા કાર્યકર મિત્રોની શ્રદ્ધા પૂર્વકની મહેનતથી "ઉમિયા જ્યોત" માસિક મુખપત્ર પ્રસિદ્ધ થઈ રહ્યું છે, તે પાટીદાર સમાજ માટે ગૌરવની વાત છે.

"ઉમિયા જ્યોત" માત્ર ધાર્મિક મુખપત્રની સીમાઓને ઓળંગી સામાજિક, શૈક્ષણિક, સાસ્કૃતિક તથા મહિલાઓ તથા યુવાનો માટે પ્રેરણા સ્રોત બનશે, જે આ મુખપત્રની વિશેષતાની કલગીમાં વધુ એક છોગું ઉમેરશે.

માત્ર પાટીદાર સમાજ જ નહીં પણ અન્ય સમાજને પણ "ઉમિયા જ્યોત" ઉપયોગી થશે અને "માનવ કુટુંબકમ"નું સૂત્ર સાર્થક કરશે. તેવી આ તકે "ઉમિયા જ્યોત" ને શુભેચ્છા સહ અભિનંદન પાઠવું છું.

પ્રતિ,
તંત્રીશ્રી,
ઉમિયા જ્યોત - અમદાવાદ.

(મોહનભાઈ કુંડારીયા)



સૌરભ પટેલ (દલાલ)






રાજ્યકક્ષાના મંત્રીશ્રી,
નાગરિક ઉડ્ડયન,(સ્વતંત્ર હવાલો), ઉદ્યોગ, ખાણ,
ખનીજ, નાણાં, ઉર્જા અને પેટ્રોકેમિકલ્સ.
ગુજરાત સરકાર, બ્લોક નં. ૨/૩,
નવા સચિવાલય, ગાંધીનગર.
તા. ૧૦-૪-૨૦૧૨

સ્નેહીશ્રી,

શ્રી ઉમિયા માતાજી મંદિર - સંસ્થાન - ઊંઝા સંચાલિત "ઉમિયા જ્યોત" (માસિક-મુખપત્ર) બહાર પાડવામાં આવી રહેલ છે. તે જાણી આનંદની લાગણી સાથે અભિનંદન પાઠવું છું.

"ઉમિયા જ્યોત" (માસિક-મુખપત્ર) દ્વારા લોકો વચ્ચે એક આસ્થા અને શ્રદ્ધાનું પ્રતિક બની રહે, પ્રજાના સાચા પ્રશ્નોને યોગ્ય રૂપમાં વાચા આપી, સરકારની પ્રજાલક્ષી યોજનાઓનો લાભ લાભાર્થીઓ લઈ શકે અને તેઓ આર્થિક રીતે પગભર થઈ સ્વરોજગારી મેળવવામાં મદદરૂપ થઈ શકે તેવી આ તકે મારી આશા વ્યક્ત કરું છું.

આમ, ગુજરાતની પ્રજાની સેવા, જન સ્વાસ્થ્ય, સામાજિક, શૈક્ષણિક, આર્થિક અને સાંસ્કૃતિક પ્રગતિમાં સહયોગી એવા "ઉમિયા જ્યોત" (માસિક-મુખપત્ર)ની ઉત્તરોત્તર પ્રગતિ માટે મારી હાર્દિક શુભેચ્છાઓ પાઠવું છું.

આપનો સ્નેહાધિન,

(સૌરભ પટેલ)

ડૉ. પ્રભુદાસ પટેલ,
"ઉમિયા જ્યોત" (માસિક-મુખપત્ર)
તંત્રીશ્રી,

21/A, Vijay colony, Nr. Sardar Patel Colony,
Naranpura, Ahmedabad-13.
Ph. : (O) 26466444, 26440953
26447915, 26405055
® 27681515, 27680556



**NARHARI AMIN**
Ex.Deputy Chief Minister - Gujarat State
Member : Executive Council - Gujarat University

તા. ૧૫-૪-૨૦૧૨

પ્રતિ,
ડૉ. પ્રભુદાસ પટેલ
તંત્રી - ઉમિયા જ્યોત

મા ઉમિયા ઊંઝા અને ગુજરાત પુરતાં સિમિત ન રહેતાં ભારત અને સમગ્ર વિશ્વમાં વસતા પાટીદારોની આસ્થા અને શ્રદ્ધાનું પ્રતિક બની રહ્યાં છે.

ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા સંચાલિત "ઉમિયા જ્યોત" માસિક મુખપત્રની શરૂઆત થાય છે તે પ્રસંગે હું મારી હાર્દિક શુભકામનાઓ પાઠવું છું. આ માસિક મુખપત્ર "ઉમિયા જ્યોત" ઉમિયા સંસ્થાન - ઊંઝાના પ્રચાર અને પ્રસાર માટેનું ઉત્તમમાધ્યમસાબિત થશે.

મા ઉમિયાના નામે અનેક પ્રકારની સામાજિક, ધાર્મિક, શૈક્ષણિક પ્રવૃત્તિઓ ચાલી રહી છે તેને આ માસિક દ્વારા વેગ મળશે. અમારું, અમારા માટે, અમારા થકી આ મુખપત્ર ચાલે છે તેવો ભાવ દરેક પાટીદાર ગર્વથી અનુભવશે.

"ઉમિયા જ્યોત" નો ઉત્તરોત્તર વિકાસ થાય, સમગ્ર ભારત અને વિશ્વમાં તે મહોરે અને મહેંકે એવી ફરી એકવાર શુભકામનાઓ સાથે - જય ઉમિયા.

ભવદીય

નરહરી અમીન
પૂર્વ ઉપ.મુખ્યમંત્રીશ્રી - ગુજરાત

**Jayshreeben K. Patel**
Member of Parliament
(Lok Sabha)

2, Shanti Sadan,
Opp. Simandhar Temple,
Modhera Char Rasta,
Mehsana-384002.
Tel./Fax : (02762) 248880
Email : jkpatelgujarat@gmail.com



શ્રી ઉમિયા માતાય નમઃ

પ્રતિ,
તંત્રીશ્રી
ઉમિયા જ્યોત, ઊંઝા.

સાદર જય ઉમિયા,

સમસ્ત કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝા પ્રેરિત અનેકવિધ સામાજિક, શૈક્ષણિક, ધાર્મિક, નૈતિક ઉત્કર્ષ માટે પરિણામલક્ષી પ્રવૃત્તિઓ સમાજના ઉત્થાન માટે હાથ ધરાઈ છે. તેના સારા ફળ આપણો સમાજ ચાખી રહ્યો છે જેનાથી સમાજનો ચોતરફી વિકાસ થઈ રહ્યો છે.

શ્રી ઉમિયા માતાજી સંસ્થાનના કર્મશીલ દષ્ટિવંત નેતૃત્વ થકી આગામી નવતર આયોજન ના ભાગરૂપે એક સામાયિક "ઉમિયા જ્યોત" ના નિયમિત પ્રકાશનનું કાર્ય હાથ ધરવાનું નિર્ધારીત થયું છે તે જાણી આનંદ થયો. આ "ઉમિયા જ્યોત" સતત જળહળતી રહે તેમજ પ્રત્યેક માનવીના માનસમાંથી તિમિર (અંધારા) તળે અનેક પ્રવૃત્તિની જ્યોત પણ સતત પ્રજ્જવલિત થતી રહે એવી હાર્દિક અભ્યર્થના વ્યક્ત કરી શુભકામનાઓ પાઠવું છું.

મને શ્રદ્ધા છે કે "ઉમિયા જ્યોત"ના માધ્યમથકી સમાજ અને શ્રી ઉમિયા માતાજી સંસ્થાન વચ્ચે સતત સંવાદ જળવાઈ રહેશે અને શ્રી માં ઉમાના સંદેશ પ્રત્યેક પરિવારમાં પહોંચાડવા માટે "ઉમિયા જ્યોત" આપણા સમાજમાં એક સેતુબંધનું કામકરશે.

ઈતિ શુભમ્.

Smt. Jayshreeben K. Patel(M.P.)
Member of Parliament
(Lok Sabha)

# શ્રી ઉમિયા માતાજી મંદિર

**મેકન - જ્યોર્જિયા - યુ.એસ.એ.**

પ્રતિ,
તંત્રીશ્રી,
ડૉ. પ્રભુદાસ પટેલ,
"ઉમિયા જ્યોત", ઊંઝા.

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા દ્વારા એક માસિક મુખપત્ર "ઉમિયા જ્યોત" શરૂ થાય છે તે જાણી અમને સૌ પાટીદાર ભાઈ-બહેનોને અતિ આનંદ થયો છે. અમે અમારી હાર્દિક શુભ કામનાઓ પાઠવીએ છીએ.

આ "ઉમિયા જ્યોત" ના શુભારંભથી અમેરિકા અને ઉમિયા માતાજી ઊંઝાનું અંતર ઘટશે. અમારા બધા પરિવારો આ માસિકના માધ્યમથી તમામસમાચારો, પ્રવૃત્તિઓથી વાકેફ રહીશું. મા ઉમિયા પ્રત્યે અમારો ભાવ-ભક્તિ અને શ્રદ્ધામાં અનેક ઘણો વધારો થશે. "ઉમિયા જ્યોત" માસિક માટે જે કંઈ સહયોગ આપવો પડે તે માટે અમે તૈયાર છીએ.

ભવદીય
અમે બધા
શ્રી ઉમિયા માતાજી મંદિર - મેકનના
હોદ્દેદારશ્રીઓ - ટ્રસ્ટીઓ
અને દાતાશ્રીઓ.



ફોન / ફેક્સ : (૦૨૬૧) ૨૪૮૪૪૫૫

# સમસ્ત પાટીદાર સમાજ ટ્રસ્ટ, સુરત.

Reg.No.F/1163/SRT

આંબાતલાવડી ચાર રસ્તા, કતારગામ, સુરત-૪



## ઉમિયા જયોત (માસિક - મુખપત્ર)

નાં શુભારંભ શુભ પ્રસંગે હાર્દિક શુભકામના

જય માતાજી...

વાત્સલ્યનું, શ્રધ્ધાનું, ભક્તિનું, પ્રેમનું, સ્નેહનું, દયાનું, કરૂણાનું મૂર્તિમંત સ્વરૂપ એટલે માં શ્રી ઉમિયા માતાજી... એવા શ્રી ઉમિયા માતાજીનાં શ્રી ચરણોમા મારા ભાવપુર્વક નમસ્કાર..!

ધર્મ અને વિજ્ઞાન જયાં સાથે કાર્ય કરે છે તેવી દેશ વિદેશમાં સુવિખ્યાત સંસ્થા એટલે શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઉઝાનાં નેજા હેઠળ ખુબજ સેવાકિય, સામાજિક અને શૈક્ષણિક તથા માનવ જીવનનો સાર્વાગિંક વિકાસ થાય તેવા સેવાનાં કાર્યો થાય છે. જેની સમગ્ર દુનિયા સાક્ષી છે.

આપણી નવી પેઢીને સસ્કાર અને ધર્મનાં રસ્તે સતત જાગૃત રાખવી હશે તો તેમને હંમેશા નવા વિચારો આપતા રહેવા પડશે ત્યારે આપની સંસ્થા દ્વારા નવા વિચારોનું સિંચન કરવા "ઉમિયા જયોત" માસિક મુખ પત્ર પ્રગટ થવાનું છે એ સમાચારથી મને ખૂબજ આનંદ અને ગર્વ થાય છે.

આ અંક દ્વારા પરિવારનો વિકાસ થશે. જીવનમાં ભક્તિ અને શ્રધ્ધા વધશે. તથા જીવન જીવવાની પ્રેરણા મળશે ત્યારે સાચા અર્થમાં આજનાં યુગમાં " ઉમિયા જયોત" અમૃત સમાન સાબીત થશે જ. જેમાં શંકાને કોઇ સ્થાન નથી.

" ઉમિયા જયોત" બાળકોનાં સંસ્કારનું કેન્દ્ર બને, યુવાનોને પ્રગતિનું માધ્યમ બને, આમ સમગ્ર પરિવારને ભક્તિ, સ્નેહ અને સમજણ સહ એક સુત્રતાથી બાંધી રાખે એવી માતા શ્રી ઉમિયાજીના શ્રી ચરણોમાં પ્રાર્થના સહ પ્રથમ અંકનાં શુભારંભ પ્રસંગેશ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઉઝા તથા "ઉમિયા જયોત" મુખ પત્ર ને સમસ્ત પાટીદાર સમાજ વતી હાર્દિક અભિનંદન સહ ખૂબ ખૂબ શુભ્ચ્છા..

આભાર સહ
એલ. ટી. પટેલ
(પ્રમુખશ્રી, સમસ્ત પાટીદાર સમાજ)

# મા "ઉમા"ની પ્રાગટ્ય કથા

- ડૉ. ચંદ્રકાન્ત મહેતા



**ગુજરાતનાં પ્રથમ પંક્તિના સાહિત્યકારોમાં જેમનું નામ મુકવું પડે તે ડૉ. ચંદ્રકાન્ત મહેતાએ ગુજરાતી, હિન્દી અને અંગ્રેજીમાં ૧૧૧ જેટલાં પુસ્તકો લખ્યા છે. "ગ્લોરી ઓફ ગુજરાત"નો એવોર્ડ ગવર્નરના હસ્તે મેળવનાર ડૉ. મહેતા ગુજરાત સમાચારની "કેમ છે દોસ્ત ?" કટારથી વધારે જાણીતા થયા છે. ગુ.યુનિ.ના ઉપકુલપતિ પદે રહી ચુકેલા ડૉ. મહેતાનું વ્યક્તિત્વ અને વક્તવ્ય અજોડ છે.**

**આમ તો "ઉમા" કે ઉમિયા શબ્દનું સ્મરણ થતાં માતા "પાર્વતી" નો ખ્યાલ મનમાં ઉદ્‌ભવે. એ પૂર્વે "સતી"ની પાવન કથાથી પણ પરિચિત થવું પડે.**

દક્ષ પ્રજાપતિનું લગ્ન વીરિણી સાથે થયું હતું. દક્ષ પ્રજાપતિએ આદ્યા શક્તિ ભવાનીને તપ દ્વારા પ્રસન્ન કરીને એવું વરદાન પ્રાપ્ત કર્યું હતું કે મા ભવાની કુબેરની પુત્રી રૂપે જન્મશે. થોડાક સમય બાદ ભવાનીએ દક્ષની પત્ની વીરિણીની કૂખે જન્મ ધારણ કર્યો અને પુત્રીનું નામ "સતી" રાખવામાં આવ્યું. સતીએ શિવની તપસ્યા કરી અને તેમની પત્ની થવાનું વરદાન પ્રાપ્ત કર્યું.

બ્રહ્મા દક્ષ પ્રજાપતિ પાસે માગું લઈને ગયા. સતીના પગની પાની જોઈને બ્રહ્મા પોતે મુગ્ધ થઈ ગયા. સતીનું સમગ્ર સૌંદર્ય જોવાનો મોહ બ્રહ્મામાં જન્મ્યો. બ્રહ્માએ એક ભીનું લાકડું હવનમાં નાખ્યું અને સર્વત્ર ધૂમાડો ફેલાઈ ગયો. શિવ પોતે પણ ધૂમાડાને કારણે પોતાની આંખો લૂછવા લાગ્યા. બ્રહ્માએ ઘૂંઘટમાં ઢંકાયેલું સતીનું સૌંદર્ય નિહાળવાનો પ્રયત્ન કર્યો, એટલે શિવ ક્રોધે ભરાયા અને બ્રહ્માને મારવા ઉશ્કેરાયા. પરંતુ દક્ષ પ્રજાપતિએ એમને રોક્યા. બ્રહ્માના અનુનય - વિનયથી રિઝીને શિવ શાન્ત તો થયા, પણ બ્રહ્માને શાપ આપવાનું ન ચૂક્યા.

લગ્ન પછી શિવ સતી સાથે કૈલાસ પર્વત પર ચાલ્યા ગયા.

એક વાર સૃષ્ટિ નિર્માણ કરનાર (વિશ્વકર્મા) પ્રજાપતિએ યજ્ઞનું આયોજન કર્યું. દક્ષ પ્રજાપતિ પણ ત્યાં આવ્યા હતા. દક્ષને આવેલા જોઈને બ્રહ્મા અને શંકર સિવાયના બધા જ દેવો તેમને આદર આપવા ઉભા થઈ ગયા. એ જોઈ દક્ષ પ્રજાપતિએ શંકરને શાપ આપ્યો. નંદિકેશ્વરે પણ શાપ આપ્યો. દક્ષના શાપને ઋષિઓએ પણ અનુમોદન આપ્યું કે "શંકર, જન્મ-મરણનાં દુઃખોનો અનુભવ કરતાં તમારે ગૃહસ્થીનાં અનેક કષ્ટોવેઢવાં પડશે. આ રીતે સસરા દક્ષ અને જમાઈ શંકર વચ્ચે વૈમનસ્યનાં બી રોપાયાં.

બ્રહ્મદેવે દક્ષને પ્રજાપતિઓના અધ્યક્ષ તરીકે અભિષેક કર્યો. એનાથી ગર્વિષ્ઠ અને મદોન્મત થઈને દક્ષે શંકર વગેરે સર્વ બ્રહ્મનિષ્ઠોને યજ્ઞનું નિમંત્રણ મોકલ્યા વગર યજ્ઞનો આરંભ કર્યો. પ્રથણ વાજપેયી યજ્ઞ કર્યો, ત્યારબાદ બૃહસ્પતિ યજ્ઞ. યજ્ઞમાં બ્રહ્મર્ષિ, દેવર્ષિ, પિતરો તથા તેમની પત્નીઓ સહિત સન્માન કરી તેમને દક્ષિણા આપી.

પિતા દક્ષને ઘેર યજ્ઞના આયોજનની વાત સતીને કાને પહોંચી. સતીએ શંકરને યજ્ઞમાં પોતાની સાથે આવવાની વિનંતી કરી પરંતુ શંકરે નારાજગી વ્યક્ત કરી એટલે સતી પોતાના પિતાને ઘેર જવા માટે એકલાં તૈયાર થયાં. શંકર તેમની સાથે નંદી તથા શિવગણને મોકલ્યાં.

સતીનું ન તો કોઈએ સ્વાગત કર્યું કે ન રહેવાની વ્યવસ્થા કરી. માતા વીરિણી તથા બહેનોએ પણ ઠંડો પ્રતિસાદ આપ્યો. સતીએ ભારે આઘાત અનુભવ્યો અને પોતાની જાતને યજ્ઞની આગને હવાલે કરી.

એ વાતની શંકરને જાણ થતાં તેમણે વીરભદ્રનું સર્જન કર્યું અને તેને દક્ષનો વધ કરવાની આજ્ઞા આપી. વીરભદ્ર દક્ષ પ્રજાપતિના યજ્ઞમંડપમાં પહોંચી ગયો અને કહ્યું કે હું તમારા યજ્ઞનો નાશ કરવા માટે આવ્યો છું. દક્ષે તરત જ શંકરનું શરણું સ્વીકારવાની કોશિશ કરી છતાં પણ વીરભદ્રે દક્ષનો વધ કર્યો.

દક્ષના વધ પછી બ્રહ્મદેવે શંકરની સ્તુતિ કરી. ત્યાર બાદ દક્ષને બોકડાનું મસ્તક ધારણ કરાવી સજીવન કર્યો. દક્ષે શંકરની ક્ષમા માગી.

પોતાના શરીરને ભસ્મીભૂત કરતાં પહેલાં સતીએ શિવનું સ્મરણ કરી વરદાન માગ્યું હતું કે આગલા જન્મમાં તેને સદાશિવના ચરણોમાં સ્થાન પ્રાપ્ત થાય.

હિમાલય અને મેનાએ બ્રાહ્મણોની પ્રેરણાથી જગદંબાની સ્તુતિ કરી અને તેમને ઘેર એક પુત્ર તથા પુત્રીનો જન્મ થયો. તે સતીનો બીજો અવતાર લીધો હતો. ભસ્મીભૂત થયેલાં સતીનાં શરીરના વિષ્ણુના પ્રણામ બાણથી જે ટુકડા થયા હતા, તે અંગો જ્યાં પડ્યાં તે શક્તિપીઠ તરીકે ઓળખાયાં. કહેવાય છે કે ઘોર તપના ફળ સ્વરૂપે હિમાલયે અપર્ણા (પાંદડું પણ નહીં ખાનારી) એકપર્ણા (વડનું એક પાંદડું ખાનારી) અને એકપાટલા (ગુલાબની પત્તી ખાનારી) એમ ત્રણ પુત્રીઓને મેનાએ જન્મ આપ્યો.

એકપર્ણા તથા એકપાટલા નામની પુત્રીઓએ એક હજાર વર્ષ પૂર્ણ થતાં ભોજન કર્યું, પરંતુ અપર્ણાએ તપ ચાલુ રાખ્યું.

**માતાએ એવું કઠોર તપ ન કરવા પુત્રીને કહ્યું, "ઉ", "મા". "ઉ" નો અર્થ થાય છે "હે" અને "મા" નો અર્થ થાય છે "નહીં". અર્થાત "હે પુત્રી, આવું કઠોર તપ ના કર." તેથી અપર્ણાનું નામ "ઉમા" પડ્યું.**

"શિવ"માં "શક્તિ" સમાયેલાં છે. એટલે જ "દેવીસૂતક" જે દેવી સર્વ પ્રાણીઓમાં ચૈતન્યરૂપે, બુદ્ધિરૂપે, ક્ષુધારૂપે, નિદ્રારૂપે, છાયારૂપે, શક્તિ સ્વરૂપે, તૃષ્ણારૂપે, શાન્તિરૂપે, જાતિરૂપે, ક્ષમારૂપે, લજ્જારૂપે, શ્રદ્ધારૂપે, કાન્તિરૂપે, લક્ષ્મીરૂપે, વૃત્તિરૂપે, સ્મૃતિરૂપે, દયારૂપે, તુષ્ટિરૂપે, માતૃરૂપે, ભ્રાન્તિરૂપે, ક્ષતિરૂપે, પૂર્તિરૂપે રહેલી છે તેવી સર્વવ્યાપિની ઉમિયા માતાને "ઉમિયા જ્યોત" સામયિકના પ્રાગટ્ય મંગલ ટાણે શતકોટિ નમસ્કાર.

**સંપર્ક**
૧૬, હેવનપાર્ક, રામદેવનગર પાસે, સેટેલાઇટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫. મો. : ૯૮૨૪૦૧૫૩૮૯



# વડીલો અને યુવાનો સમાજની આંખ અને પાંખ

- પ્રા. કુલીનભાઈ ઉપાધ્યાય

**પ્રા. કુલીનભાઈ ઉપાધ્યાય પૂ. રંગ અવધૂત મહારાજ અને પૂ. પ્રેમ અવધૂતજીના પરમ કૃપાપાત્ર છે. શિક્ષણ અને સંસ્કાર બંનેનો મેળ બેસાડવાની હંમેશાં મથામણ કરનારા એક નિવડેલા લેખક અને સંસ્કૃતના વિદ્વાન છે. પ્રસ્તુત લેખમાં યુવાનો અને વડીલો વચ્ચેની ગેપ - અંતર કેમ ઘટે તે સદૃષ્ટાંત સમજાવ્યું છે.**

જૂની પેઢી અને નવી પેઢી એટલે વડીલો અને યુવાનો. જમાનાથી Generation Gape - બે પેઢીના વિચારો વચ્ચેનો સંઘર્ષની ફરિયાદો થતી રહી છે. હકીકતમાં બંને પેઢી એકબીજાને સમજે તો આ સંઘર્ષ દૂર ન થાય તો પણ ઓછો તો થશે જ.

વડીલો પાસે અનુભવ છે, સૂઝ છે, સમજ છે અને વ્યવહારુ જ્ઞાન છે. એ ભવિષ્યને જોઈ શકે અને સારી રીતે વાંચી શકે છે. એ સમાજની આંખ છે. યુવાન ખભા ઉપર આદર્શનો થેલો લઈને જીવનારી વ્યક્તિ છે. એનામાં ક્રાંતિ કરવાની તમન્ના છે અને શક્તિ છે. એની વૃત્તિ અને પ્રવૃત્તિ સમાજનું હિત કરવા માટેની છે. એનામાં જોશ છે, જોર છે, જોમ છે. એ સમાજની પાંખ છે. ઉડવાની તાકાત એનામાં છે પણ કઈ દિશામાં ઊડવું જોઈએ એની સૂઝ નથી, એની દૃષ્ટિ નથી. એનામાં બળ છે પણ કળ નથી. યુવાન માટે કહેવાય છે કે :

सागर से टकराते है उसे तुफान कहते है ।
तुफान से टकराते है उसे युवान कहते है ॥

વડીલોની યુવાન વિશેની ફરિયાદ એવી છે કે,

- તે ઉદ્ધત છે,
- એનામાં લાજ-શરમ નથી,
- મર્યાદા નથી,
- આળસુ છે,
- વાંચન કરતો નથી,
- ચિંતન/મનન કરતો નથી વગેરે.

યુવાનોની ફરિયાદ વડીલ વર્ગ માટે એવી છે કે,

- એ રૂઢીચુસ્ત વલણવાળા છે,
- પરિવર્તન સ્વીકારવાની તૈયારી નથી,
- જૂની ગરેડમાંથી બહાર આવતા નથી,
- પોતાનું જ સાચું એવા હઠાગ્રહી છે,

- વડીલોએ બધાને ભેગા રાખવાના છે.
- ભેગા રાખીને સમાજનું કાર્ય કરવાનું છે.

કહેવાયું છે કે,

**Bringing to gether is the beginning,**
**Keeping to gether is the progress,**
**and**
**working to gether is the success.**

વડીલો થોડા વધુ સમજુ બને તો યુવાનની - પાંખની શક્તિનો લાભ મેળવીને ઊડી શકે. આપણા પુરાણો - ઉપનિષદોના બે પ્રસંગો જાણવા જેવા છે.

કઠોપનિષદમાં આ પ્રસંગનું વર્ણન છે. મહર્ષિ અરુણના પુત્ર ઉદ્દાલકે સકામભાવે વિશ્વજીત નામનો યજ્ઞ કર્યો. આ યજ્ઞમાં સર્વસ્વનું દાન કરવાનું હોય છે. ઉદ્દાલકે દાનમાં જ્યારે મરવાના વાંકે જીવતી ગાયોનું દાન કરવા માંડ્યું ત્યારે એના પુત્ર નચિકેતે પિતાને આવી નબળી ગાયને બદલે સારી ગાયોનું દાન કરવા સૂચવ્યું. પિતાએ એનું સાંભળ્યું ના સાંભળ્યું કર્યું. વારે ઘડીએ નચિકેતાએ પિતાનું ધ્યાન દોર્યું ત્યારે પિતાએ ગુસ્સામાં કહ્યું કે : "મારી શ્રેષ્ઠ વસ્તુ તું છે. જા મેં તને યમરાજાને દાનમાં આપી દીધો." નચિકેતા તો આ સાંભળી સીધો યમપુરી પહોંચી ગયો. યમરાજા યમપુરીની બહાર હતા. ત્રણ દિવસે આવ્યા ત્યાં સુધી

નચિકેતાએ ન તો ખાધું કે ન તો જળનું પાન કર્યું. આ નાના બાળકની નિષ્ઠા જોઈને યમરાજાએ એને ત્રણ વરદાન માગવા કહ્યું.

આ વાતમાં નચિકેતાએ પિતાનું ધ્યાન દોર્યું તે અયોગ્ય હતું ? પિતાએ એની વાત સ્વીકારવાને બદલે ગુસ્સામાં જે કહ્યું તે યોગ્ય હતું ! ખોટું કરતી વડીલ પેઢીનું યુવાન ધ્યાન દોરે કે તેને અટકાવે તો એ ખોટું છે ? અહીં યુવા પેઢીને દોષ દેવાય એવું છે ?

એક બીજો પ્રસંગ. જેમાં સમજુ અને સૂઝ વાળી વડીલ પેઢી વંઠેલી યુવા પેઢીને કેવી રીતે વાળી શકે, સુધારી શકે. અરુણના પુત્ર ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુને ગુરુના ઘરે ભણવા મોકલ્યો. ભણી ગણીને ઘરે પાછા ફરેલા શ્વેતકેતુએ ઘરના આંગણામાં બેઠેલા પિતાને કે દાદાને પ્રણામ કર્યા નહિ અને પ્રણામ કર્યા વગર સિધો ઘરમાં પ્રવેશ્યો. દાદાએ આ જોયું. શ્વેતકેતુનું વર્તન બરાબર ન હતું. એને સુધારવાનું જરૂરી હતું. સુધારવું કેવી રીતે ? દાદા અરુણે શ્વેતકેતુને બોલાવી પૂછ્યું કે : "એક વસ્તુના જ્ઞાનથી સર્વ વસ્તુનું જ્ઞાન થાય એ વસ્તુ તું ભણી આવ્યો કે નહિ ?"

શ્વેતકેતુએ કહ્યું કે : "આવું તો મને ગુરુએ કશું શીખવાડ્યું નથી."

અરુણે કહ્યું કે : "તું ગુરુ પાસે ફરીથી જા અને શીખી આવ."

શ્વેતકેતુએ કહ્યું કે : "મને તો ગુરુજીએ એમ કહ્યું છે કે મેં તને બધી જ વિદ્યા શીખવાડી દીધી છે, કશું શિખવવાનું બાકી રાખ્યું નથી. બસ !"

અરુણે - દાદાએ - વડીલ પેઢીએ શ્વેતકેતુને એ "સત્" વસ્તુનું જ્ઞાન એવી રીતે આપ્યું કે ભણ્યા પછી શ્વેતકેતુ દાદાને અને પિતાને પગે લાગીને ઘરમાં ગયો. અહીં વડીલપેઢીએ સમજદારીપૂર્વકના વર્તનથી વંઠેલ શ્વેતકેતુને સુધાર્યો.

સમાજમાં વડીલોના માથે વધુ જવાબદારી છે. યુવાપેઢીનું સન્માન કરે, એમને માર્ગદર્શન આપે અને એમનામાં રહેલી ખૂબીઓનો લાભ ઉઠાવી એમનામાં રહેલી ખામીઓ દૂર કરવા પ્રયત્ન કરે.

**વડીલોએ નેતાગિરી પૂરી પાડવાની છે. વડીલોમાં શક્તિ હશે, કુશળતા હશે, કળ હશે તો યુવાપેઢી એનું કહ્યું બધું કરશે. એને નેતા તરીકે સ્વીકારશે.**

- પ્રા. કુલીન ગ. ઉપાધ્યાય


**"ઉમિયા જ્યોત" માસિક મુખપત્રની માહિતી**

**રજીસ્ટ્રેશન ઓફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ ૧૯૫૭ અન્વયે "ઉમિયા જ્યોત" માસિક મુખપત્ર અંગેની માહિતી (ફોર્મ નં.૪ રૂલ નં.૮)**

| | | |
|---|---|---|
| ૧. પ્રકાશન સ્થળ | : | શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા. જિ. મહેસાણા |
| ૨. પ્રકાશનની સામયિકતા | : | માસિક |
| ૩. મુદ્રકનું નામ | : | શ્રી સ્વામિનારાયણ મુદ્રણ મંદિર |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું | : | ૧૨, શાયોના એસ્ટેટ, દૂધેશ્વર રોડ, શાહીબાગ, અમદાવાદ. |
| ૪. તંત્રીનું નામ | : | ડૉ. પ્રભુદાસ આઈ. પટેલ |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું | : | ઉમિયા કેમ્પસ, એસ.જી.હાઈવે, ભાગવત વિદ્યાપીઠ પાસે, સોલા, અમદાવાદ. |
| ૫. પ્રકાશક/માલિકનું નામ | : | શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું | : | શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા. જિ. મહેસાણા |

હું ડૉ. પ્રભુદાસ પટેલ તંત્રી "ઉમિયા જ્યોત" આથી જાહેર કરું છું કે ઉપરની માહિતી મારી જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા.૨-૫-૨૦૧૨, અમદાવાદ — ડૉ. પ્રભુદાસ પટેલ



# સનાતન ધર્મનું આધ્યાત્મિક મિશન એટલે "ઉમિયા જ્યોત"

- શાસ્ત્રી આત્મપ્રકાશદાસજી
મહંત સ્વામી
જેતલપુર

**સ્વામી આત્મપ્રકાશદાસજી સ્વામિનારાયણ સંપ્રદાયના જ્ઞાની મહંત સ્વામી છે. જેતલપુરમાં ડિગ્રી એન્જીનિયરીંગ કોલેજ કેમ્પસના કર્તા-હર્તા હોવા ઉપરાંત યુવાનોની આવતીકાલ ઉજ્જવળ બનાવવા હંમેશાં મથામણ કરતા રહે છે.**

સમગ્ર પાટીદાર સમાજ તેમજ અન્ય ધાર્મિક જનતા-જનાર્દનના હૈયામાં જેમનું અનન્ય સ્થાન છે તેવા "શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા" દ્વારા "ઉમિયા જ્યોત" નામનું દિવ્ય અને અદ્‌ભૂત મેગેઝીન બહાર પાડવામાં આવી રહ્યું છે તે જાણીને મારા હૃદયમાં તેમજ દરેક માનવમાત્રના હૃદયમાં આનંદ ઉલ્લાસની લાગણીની અનુભૂતિ થાય તે સહજ અને સ્વાભાવિક છે.

આજના આધુનિક જીવનમાં અનેક તનાવ અને દબાણ છે તેવા સમયમાં જ સંસ્થાના ચેરમેન ભાઈ શ્રી અનિલભાઈ પટેલ તેમજ સંસ્થાના સર્વ સભ્યશ્રીઓને શુભ વિચાર ઉદ્‌ભવ્યો તે માં ઉમિયાની પરમકૃપાથી. તેની અનુભૂતિ થયા વગર રહેતી નથી.

ક્યારેય ઊભી ન થઈ હોય તેટલી આધ્યાત્મિક સનાતન ધાર્મિક સાહિત્યની આજે જરૂરિયાત ઊભી થઈ છે. તેવા સમયમાં જ ઊંઝા ઉમિયા માતાજી સંસ્થાન દ્વારા "ઉમિયા જ્યોત" સમગ્ર વિશ્વમાં માં ઉમિયાના અલૌકિક દિવ્ય પ્રકાશથી વિશ્વમાં અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરશે.

**"ઉમિયા જ્યોત" ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝાનું એક અદ્વિતીય સનાતન ધર્મનું આધ્યાત્મિક મિશન બનીને રહેશે.**

પાટીદાર સમાજ સારાયે વિશ્વમાં વસવાટ કરી રહ્યો છે. ત્યારે દૂર દેશથી માં ઉમિયાના (ઊંઝા)ના દર્શનાર્થે ન આવી શકાય પરંતુ આપણે મહા ભાગ્યશાળી છીએ કે "ઉમિયા જ્યોત" મેગેઝીન દ્વારા દર મહિને આપણા દરેકના ઘરના દરવાજે માં ઉમિયા પધારશે અને તેના આશીર્વાદ તમારા પરિવાર ઉપર વરસાવશે તે ચોક્કસ છે.

વિશેષ પાટીદાર તેમ અન્ય ધાર્મિક જનતાના ઘર ઘર પ્રત્યે તેમજ **માનવમાત્રના જીવનમાં તેમજ હૃદયમાં "ઉમિયા જ્યોત" મેગેઝીન પ્રકાશ ફેલાવે** તેવી અંતહકરણપૂર્વક જેતલપુરવાસી મહા બળિયાદેવ રેવતી બળદેવજી હરિકૃષ્ણ મહારાજ તેમજ કુળદેવી મા ઉમિયાના ચરણોમાં પ્રાર્થના.

**સર્વેઽત્ર સુખિનઃ સન્તુ સર્વેસન્તુ નિરામયાઃ ।
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ મા કૃશ્ચિત દુઃખમાપ્નુયાત ॥**

ભવદીય
**શાસ્ત્રી આત્મપ્રકાશદાસજી**
મહંત સ્વામી - સ્વામિનારાયણ મંદિર
મુ. જેતલપુર, તા. દસક્રોઈ, જી. અમદાવાદ
(એનએસઆઈટી) ડિગ્રી એન્જીનિયરીંગ કોલેજ કેમ્પસ
જેતલપુર





# પાટીદાર સમાજ કરવટ બદલી રહ્યો છે

- ડૉ. મફતભાઈ પટેલ

**ડૉ. મફતભાઈ પટેલ - પૂર્વ પ્રાધ્યાપક હતા. વર્ષો સુધી કોલેજ અધ્યાપન કાર્ય કરી પરિપક્વ થઈ એક શિક્ષણકાર તરીકે ઊભરી આવ્યા છે. શિક્ષણ અને શિક્ષકની ચિંતા અને ચિંતન કરનારા ડૉ. મફતભાઈ "અચલા" માસિકના તંત્રી છે. દરેક શિક્ષણ સંસ્થાએ વસાવવા જેવું માસિક "અચલા" એક ઉમદા શૈક્ષણિક માસિક પુરવાર થયું છે. પ્રસ્તુત લેખમાં લેખકનો સામાજિક ઊંડો અભ્યાસ દેખાય છે.**

છેલ્લા પચાસ વર્ષની પાછળ ડોકીયું કરીએ તો પાટીદાર સમાજની અસલી ભાત ને આજે ઉપસી રહેલી ભાતની તુલના કરીએ તો એવું સ્પષ્ટ દેખાઈ રહ્યું છે કે પાટીદાર સમાજ કરવટ બદલી રહ્યો છે.

આઝાદી પહેલાં પાટીદાર સમાજની દયનીય સ્થિતિ હતી. પરિવાર અને સમાજની બહાર તેને ક્યાંય ડોકીયું કર્યું ન હતું. પોતાના ઘરેલુ અને સમામાજિક કાર્યોમાં આ સમાજ વ્યસ્ત હતો કુરિવાજો, કુરૂઢિઓમાં ખદબદતો સમાજ, સંપૂર્ણ ચીલાચાલુ પદ્ધતિથી જીવનારો, ખેતી સિવાય કશી જ આવક નહિ. ખેતી પણ જૂની પુરાણી પદ્ધતિથી કરે, જેથી ખાવા જેટલું જ મળે, મોટાભાગે તો ચટોમાસુ ખેતી હોય, પાણીની વ્યવસ્થા હોય ત્યાં જ શિયાળુ ખેતી થતી, ને ઉનાળામાં તો ખેતરો ખુલ્લાં પડ્યાં હોય, પાટીદારનો દીકરો ઉનાળાના ધગધગતા તાપમાં લગ્નોમાં પડ્યો હોય, લગ્નમાં પણ ત્રણ દિવસનો આરામ. બળદ-ગાડુ જોડીને જવાનું, ને ત્રણ ચાર દિવસે પાછા આવવાનું. સમાજના ગામો સિવાય ક્યાંય જવાનું નહિ. ને સમાજ સિવાય કશું જ જોયું ન હોય. પ્રવાસો નહિવત્ હતા.

શિક્ષણની બાબતમાં પણ એ વખતે માત્ર છોકરાઓ ભણે, છોકરીઓનું ભણતર હતું નહિ. છોકરીને ભાગ્યે જ લોકો ભણાવે. ઉત્તર ગુજરાતમાં સયાજીરાવનું રાજ્ય હતું, ત્યારે ફરજિયાત પ્રાથમિક શિક્ષણ કરવાના લીધે, છોકરી-છોકરાઓને લોકો ભણાવતા હતા, પણ હાઈસ્કૂલ સુધી તો કોઈ જ પહોંચે. અત્યારે ગામે ગામ હાઈસ્કૂલો છે, પણ એ જમાનામાં ભાગ્યે જ કોઈ ગામમાં એવી સ્કૂલ કે હાઈસ્કૂલ હતી. કેટલાક છોકરાઓ પોતાની આગવી શક્તિ ને પોતાની આગવી સૂઝના લીધે ભણતા. આમાં માબાપનો કોઈ વિશેષ ફાળો ન હતો કારણકે માતાપિતા અભણ હતા, ખેતી કરતા જેથી લાંબી દૃષ્ટિ હતી નહિ કે દીકરા-દીકરીને ભણાવવા જોઈએ. આર્થિક પરિસ્થિતિ પણ એવી ન હતી કે પોતાના દીકરા પાછળ ખર્ચ કરી શકે. હાઈસ્કૂલમાં ભણ્યા પછી એટલે મેટ્રિક થયા પછી કોલેજના શિક્ષણ માટે શહેરમાં જવું પડે, શહેરમાં ક્યાં રહેવું ? હોસ્ટેલો બહુ ઓછી ને હોસ્ટેલનું ખર્ચ લાવવું ક્યાંથી ?

**આવી બધી અનેક મુશ્કેલીઓ હોવાથી ભણાવવાનું નહિવત્ જેવું હતું. આઝાદી સુધી તો આવી જ પરિસ્થિતિ સમાજની રહી. આઝાદી બાદ થોડી વિશેષ જાગૃતિ આવી, ને લોકો ભણાવવા લાગ્યા. છોકરાઓને ભણાવવાની પહેલ સૌથી પ્રથમ થઈ.**

આઝાદી પછીના દસ વર્ષના ગાળામાં એટલે કે ૧૯૪૭ થી ૧૯૫૯ સુધી પાટીદાર સમાજના કેટલાક યુવકોએ કોલેજમાં પ્રવેશ કર્યો. શરૂઆતમાં એન્જિનીયર થવા પાછળ વળ્યા. ડૉક્ટર કરતાં એન્જિનીયર થવાનું લોકો વધારે પસંદ કરતા હતા. આર્ટસ્ કે સાયન્સ ગ્રેજ્યુએટ થવા માટે કોલેજમાં પ્રવેશ મેળવવો ફરજિયાત હતો. ૧૯૬૦ પછી ખાનગી વિદ્યાર્થી તરીકે આર્ટસ્ ગ્રેજ્યુએટ થઈ શકે તેવા નિયમો કેટલીક યુનિવર્સિટીએ કર્યા, જેના કારણે આપણા સમાજના લોકો પણ ઘેર બેઠાં બેઠાં, નોકરી કરતાં કરતાં ગ્રેજ્યુએટ થવા લાગ્યા.

૧૯૬૫ પછી ઉત્તર ગુજરાતમાંથી અમેરિકામાં ભણવા જવાનું શરૂ થયું, ને જે ભાઈઓ અમેરિકા ભણવા ગયા, તે તમામ ભાઈઓની માતા તો અભણ જ હતી. સ્ત્રી કેળવણી તો કોલેજ સુધી પહોંચી જ ન હતી. ભાગ્યે જ કોઈ છોકરી મેટ્રિક થતી. પાંચ-છ ધોરણ સુધી પહોંચે ત્યાં તો શાળામાંથી ઉઠાડી લેવામાં આવતી હતી, ને લગ્ન કરી દેવાતું હતું.

આવા રૂઢિચુસ્ત સમાજે ૧૯૬૫ પછી કરવટ બદલવાની શરૂઆત કરી, કન્યા કેળવણીનો વ્યાપક પ્રચાર-પ્રસાર થવા લાગ્યો, સામાજિક કાર્યકરોએ ચારે બાજુ સામાજિક વાતાવરણ બદલવા ઝૂંબેશ ચલાવી, ઠેર ઠેર મિટીંગો થવા લાગી, સમ્મેલનો ભરાવા લાગ્યાં, પરિણામ એ આવ્યું કે છોકરીઓ ભણવા લાગી. છોકરીઓ જેમ ભણવા લાગી તેમ તેમ નવી જાગૃતિનો પ્રવાહ શરૂ થયો.

**પરંતુ છેલ્લાં પંદર-વીસ વર્ષમાં પરિવર્તન એ આવ્યું કે જે સમાજ ગોળના કુંડાળામાં જીવતો હતો, તે સમાજે ગોળના વાડાઓ તોડી નાંખ્યા, ને વિશાળ સાગરમાં ભળી ગયો, ભળી જવા લાગ્યો છે.**

હવે ગોળના બંધનો કોઈને નડતા નથી. વ્યક્તિ ધારે તે સમાજ સાથે પોતાના લગ્નસંબંધો બાંધી શકે છે. કોઈ રોકનાર કે ટોકનાર હવે રહ્યું નથી.

નવા આવેલા સામાજિક જાગૃતિના પવને પરંપરાગત ચાલતા રિવાજો તોડી ફોડીને ફેંકી દીધા. લોકો સમજવા લગ્યા કે જે રિવાજ સમય, શક્તિ અને ધનનો દુર્વ્યય કરે છે, તે રિવાજને બદલી નાંખવો જોઈએ, ને આજે આવા હજારો રિવાજો બદલાઈ ગયા છે, કેટલાક તો જડમૂળથી નાશ પામ્યા છે. હજારો વર્ષોથી ચાલી આવતા રીતરિવાજો, પછી તે સામાજિક હોય કે ધાર્મિક તેનું વિશ્લેષણ કરીને જો આજના યુગ સાથે સુસંગત ન હોય તો પાટીદાર સમાજે ફેંકી દીધા છે.

આજે ૨૧મી સદીનો વિચાર કરીએ તો હવે ટોપી કે ધોતિયું દેખાતું બંધ થઈ ગયું છે. પુત્રવધૂ પણ સાડીમાંથી પેન્ટમાં આવી ગઈ. માથે ઓઢવાનું તો અદશ્ય થઈ ગયું. લાજ કાઢવાનું ક્યાંય રહ્યું નથી. બાળલગ્નોની વાત બચી નથી.

**અરે ! છોકરી-છોકરાના લગ્ન માટે વર કે વધૂની પસંદગી કરવાનો અધિકાર માતાપિતા પાસેથી છોકરાઓએ ખેંચી લીધો છે. પોતાના દીકરા કે દીકરીના ભાવિ જીવનસાથી પરણનાર સિવાય કોઈ નક્કી કરી શકે એમ નથી.**

લગ્નના ચીલાચાલુ ખર્ચાઓમાં વળાંક આવી ગયો છે. લગ્નપ્રસંગે શું ખવડાવવું તે કુટુંબ જ નક્કી કરે છે, સમાજ વચ્ચે ક્યાંય આવતો નથી, ને આવે તો કોઈ ગણકારતું નથી. સમાજના આગેવાનો પહેલાં અણીદાર મૂંછો ધરાવતા હતા, તેઓની મૂંછો આજે દેખાતી નથી કે આવા આગેવાનોનાં નામ પણ આજની યુવા પેઢી જાણતી નથી. પરિવર્તન એટલી હદે આગળ વધી રહ્યું છે કે પાટીદાર સમાજ નવા વળાંક તરફ ગતિ કરી રહ્યો છે.

પોષાકમાં પરિવર્તન, વાણી અને વર્તનમાં પરિવર્તન, ખેતીમાં પરિવર્તન, રહેઠાણના સ્થાનમાં પરિવર્તન - ચારેબાજુ પરિવર્તનનો પવન ફૂંકાઈ રહ્યો છે. પાટીદાર સમાજ ખેતીમાંથી બધી દિશાઓમાં ફેલાઈ ગયો છે. વિભિન્ન ધંધાઓમાં પહોંચી ગયો છે. દુનિયાનો એક પણ દેશ એવો રહ્યો નથી કે જ્યાં ભારતીય છે, ત્યાં પાટીદાર ન હોય. બધે જ પાટીદારો છે. વેપાર-ધંધાઓમાં કરોડો રૂપિયા કમાય છે.

**સમાજમાં હજારો દાનવીરો છે. ગામે ગામ શૈક્ષણિક સંસ્થાઓ, આરોગ્યની હોસ્પિટલો, ગ્રંથાલયો હોય કે મંદિરો, પાટીદારનો દીકરો મન મૂકીને બધે જ વરસ્યો છે.**

અત્યાર સુધી ગામડાઓએ જે વિકાસ કર્યો છે, તે વિકાસમાં પાટીદાર સમાજનો અન્ય સમાજો કરતાંથી ઘણો મોટો ફાળો રહ્યો છે.

પાટીદાર એટલે ખેતી કરનારો વર્ગ તેના હાથમાં ક્યારેય કલમ ન હોય, તેને લખવામાં રસ નહિ, બોલતાં આવડે, ને તે બોલે એવું કે સામેની વ્યક્તિની છાતીમાં ડામનું કામ કરે. સ્પષ્ટ અને સત્ય વક્તા, કોઈની શેહશરમ વિના જે પોતાને યોગ્ય લાગે તે કોઈ જાતના કપડાંમાં વિટાળ્યા વિના સીધો જ ઘા કરે. આ પાટીદારની સ્વભાવ ખાસિયતો પણ હવે બદલાઈ ચૂકી છે.

**આજે એક નહિ પણ અનેક લેખકો, કવિઓ, ધાર્મિક નેતાઓ, વૈજ્ઞાનિકો અને રાજનીતિજ્ઞો પાટીદારો છે.**

૨૧મી સદીમાં પાટીદાર સમાજ વિકાસના શિખર ઉપર આવીને બેઠો છે. સતત કરવટ બદલતો આ સમાજ હવે ક્યાં જશે ? તેનો વિકાસ થશે કે પછી વિભિન્ન વિકૃતિઓ તરફ ખેંચાઈને ફરીથી પાછો પતનની ખાઈમાં ગરકાવ થશે ? શિખર જ એવું છે કે શિખરથી ઉપર જવું મુશ્કેલ છે, તેને ગતિ હવે શિખરથી કયા માર્ગે કરવી ? તે વિચારવાનો સમય આવી ગયો છે.

કરવટ બદલતા આ સમાજમાં હવે નવા નવા પ્રશ્નો ઊભા થવા લાગ્યા છે, ને જે નવા પ્રશ્નો જન્મી રહ્યા છે, તે વિષે સમાજ ચિંતકો વિચાર કરવો પડશે, ચિંતન, મનન અને મંથન કરવું પડશે. જો હવે પાટીદાર સમાજ સ્વસ્થ બનીને આવતા જમાના વિષે નહિ વિચારે તો શિખર ઉપર બેઠેલો આ સમાજ પોતે જન્માવેલી વિકૃતિઓ તેને જ પતાવી દેશે.

પાટીદાર સમાજે કરવટ બદલી ને તેની આર્થિક સ્થિતિ સુધરી, પૈસા આવ્યા. મહેનત કરીને, પરસેવો પાડીને જે સમાજ બેઠો થયો છે, તે હવે તેના હાથમાં મહેનત વિનાના ધનના ઢગલાઓ થવા લાગ્યા છે. હવે આ ધન તેને પચાવવું મુશ્કેલ છે. દાનેશ્વરી સમાજ છે, પણ આપણા યુવાનોના હાથમાં જે મહેનત કર્યા વિનાના પૈસા આવી ગયા છે. ક્યાં વાપરવા ? કોની પાછળ વાપરવા તેનો કોઈ ખ્યાલ નથી. વિકાસ પછીનો છેડો વિકૃતિનો છે. વિકાસ થઈ ગયો, થઈ રહ્યો છે, તેની પાછળ ભયાનક વિકૃતિઓનો સાગર છલકાઈ રહ્યો છે. પાટીદારનો દીકરો કદી દારૂને અડે નહિ. દારૂ જોઈને આખલો ભડકે તેઓ ભટકે, દારૂને રાખે નહિ. દારૂડિયાનો સંગ ના કરે. દારૂને પાટીદારનો કદી મેળ નહિ પણ આજે પાટીદારોએ દારૂને પોતાનો સાથીદાર બનાવી દીધો છે.

**મોટાભાગના પાટીદારના દીકરા-દીકરીઓ દારૂને સ્વીકારવા લાગ્યા છે. આધુનિકતાની ઘેલછા પાછળની દોડ ને દારૂનું સેવન પાટીદાર સમાજની અસ્મિતાને ખતમ કરી નાંખશે.**

પાટીદાર સમાજ કરવટ બદલી રહ્યો છે. વિકાસમાંથી વિકૃતિઓ તરફ કૂદકો મારી રહ્યો છે. હવે પછીનો તેનો કૂદકો સમજણ વગરનો હશે તો તેના શરીરનાં તમામ હાડકાં તોડી નાંખશે.

લગ્નના ખર્ચાઓ નાથવા માટે સમગ્ર સમાજ સમૂહ લગ્ન તરફ વળ્યો. એકતા, પ્રેમ અને આ સમાનતાનું આ પર્વ રહ્યું. આજે પણ ઘણા બધા સમાજોમાં સમૂહલગ્નો છે, ને આ પ્રથા સારી છે પણ મુઠ્ઠીભર ધનિકો પોતાના ધનની ઘેલછા વ્યક્તિગત લગ્નોમાં બતાવી રહ્યા છે. સમાજમાં સારા દેખાવવા માટે લગ્ન પાછળ કરોડો રૂપિયા ખર્ચે છે. સમાજ આવા લોકોથી અંજાયો છે, પણ મુઠ્ઠીભર ધનિકો જ સમાજને દિશા આપવાના બદલે સમાજની પરંપરાઓને તોડી ફોડીને ફેકી દે છે. હવે આવા ધૂરંધરોને કોણ કહે ? કોણ રોકે ?

સમાજ આજે જે કરવટ બદલી રહ્યો છે, તે સૌ કોઈ જોઈ રહ્યા છે. પાટીદારોનું સ્થાન માત્ર ગુજરાતમાં જ નહિ પણ વિશ્વની ભૂમિ પર પ્રસ્થાપિત થયું છે. પાટીદારો આગળ વધે તેવી અપેક્ષા આપણે સૌની હોઈ શકે પણ દિનપ્રતિદિન સમાજમાં જે વિકૃતિઓનો સડો શરૂ થયો છે, તેને દૂર કોણ કરશે ?

આપણી કુળદેવી મા ઉમિયાજી સૌના માટે આશાનું કિરણ છે. માતાજીની ભક્તિએ સમાજને ચેતનવંતો અને પ્રાણવાન બનાવ્યો છે. ૧૮મી શતાબ્દી પછી સમગ્ર પાટીદાર સમાજમાં નવી જ ચેતના માના પ્રતાપે પ્રજ્વલિત થઈ છે. હવે માતાજીના સાનિધ્યમાં "ઉમિયા જ્યોત" માસિક શરૂ થઈ રહ્યું છે ત્યારે આ મેગેઝીન દ્વારા સમગ્ર સમાજમાં ચેતનાનો પ્રવાહ પ્રજ્વલિત કરવાનો છે, ને બદલાતા સમાજમાં જે વિકૃતિઓ પ્રવેશ કરી રહી છે, તેને રોકવાનું કાર્ય કરવાનું છે. જ્યોત દ્વારા સૌના હૃદયોમાં પ્રકાશ પાથરવાનો છે. પાટાદાર તો સેવા અને સમર્પણનો જીવ છે. સમાજને દરેક લોકોને જીવાડવાનું કાર્ય ભૂતકાળમાં પાટીદારોએ કર્યું છે.

**પાટીદાર તો સમગ્ર સમાજની ધરી છે. પ્રાણવાન શક્તિ તેનામાં મા ઉમાએ ભરી છે, તો પછી આ "ઉમિયા જ્યોત" દ્વારા સમગ્ર સમાજની બદલાતી કરવટમાં પ્રાણ પૂરવાનો છે.**

ને આ કાર્ય આપણે કરી શકીશું તો પાટીદારો વિશ્વમાં પુજાતા થશે.

**- ડૉ. મફતભાઈ પટેલ**
**૩૫, સ્વામી ગુણાતીતનગર સોસાયટી,**
**મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨.**

## "ઉમિયા જ્યોત" માસિક માટે નમ્ર સૂચના / ખાસ નોંધ

- **લેખકો, કવિઓ, સાહિત્યકારોને લેખ મોકલવા નિમંત્રણ છે.**
- **લેખ કદાચ છાપવા યોગ્ય ન લાગે તો પરત મોકલાશે નહીં.**
- **આપના પ્રતિભાવ મોકલી શકો છો.**
- **માસિક દર મહિનાની પંદરમી તારીખે પ્રસિદ્ધ થશે. તે પછી એક અઠવાડિયા સુધી અંક ન મળે તો તપાસ કરવી.**
- **સભ્યો બનાવવા પ્રયત્નો કરશો, તે કામ પણ એક પ્રકારની ભક્તિ જ છે.**
- **પ્રથમ અંક આપની પાસે રાખો. સભ્યો નોંધવા તથા જાહેરાત માટે કામ લાગશે.**
- **જો તમે ગોળ/સમાજ/સંસ્થા/મંડળ કે કોઈ એસોસીએશનના પ્રમુખ/મંત્રી/કા.સભ્ય હોય તો લવાજમ ભરવા માટેની ૨૫ નંગની એક/બે બુક મેળવી લેશો અને તે પૂરી થયે ઊંઝા/અમદાવાદ જમા કરાવી દેશો.**
- **લવાજમ એક વર્ષ - રૂા.૧૫૦/-/પાંચ વર્ષ - રૂા.૭૦૦/-/આજીવન (૧૫ વર્ષ)રૂા.૧૫૦૦/-**
- **આજીવન સભ્ય થનારના નામ ક્રમશઃ અંકમાં પ્રગટ કરવામાં આવશે.**

**તમારા ગોળ/સમાજ કે સંસ્થાના સમાચાર લેટરપેડ ઉપર પ્રમુખ/મંત્રીની સહીથી સંક્ષિપ્તમાં મોકલવા વિનંતી છે.**



# પુત્રવધૂ એટલે પુત્રથી પણ વધુ

- ડૉ. અશોક પટેલ

**ડૉ. અશોક પટેલ એક પ્રાધ્યાપક હોવા ઉપરાંત કેળવણીકાર અને શિક્ષણ માટે સતત ચિંતા અને ચિંતન કરનારા "સંદેશ" ના કટાર લેખક હોવાને નાતે શિક્ષણજગતમાં જાણીતા થયા છે. પ્રસ્તુત લેખ સમગ્ર ગુજરાતમાં વખણાયો છે અને ગુજરાતી સિવાય બીજી ચાર ભાષામાં અનુવાદિત થઈ રહ્યો છે.**

અમદાવાદમાં એક પ્રેરણાદાયી ઘટના બની. આ ઘટના ભલે અમદાવાદમાં બની હોય, પણ તેની પ્રેરણા દેશમાં સમગ્ર સમાજે લેવા જેવી છે. ઘટના એમ હતી કે, એક ગુજરાતી પરિવારના દીકરાના લગ્ન હતાં. દીકરાના પપ્પા લેખક છે. તેમણે મનમાં એમ વિચારેલ લગ્ન પાછળ ગુજરાતી પરિવાર લાખો રૂપિયા ખર્ચ કરે છે, મજા કરે છે, આનંદ લે છે, પણ સમાજને શું આપે છે ? જે સમાજમાં રહેતા હોઈએ, જે સમાજમાં રહીને મોટા થતાં થતાં વિકાસ પામતા હોઈએ તે સમાજને કશુંક આપવું તે દરેક સામાજિક સભ્યની ફરજ બની રહે છે. પરિણામે દીકરાના પપ્પા એવા લેખકે લખેલા પુસ્તકનું વિમોચન ઘરમાં આવનાર પુત્રવધૂના હાથે કરાવવાનું વિચાર્યું. આ માટે અમદાવાદમાં ટાગોર હોલમાં જ એક ભવ્ય કાર્યક્રમ પણ ગોઠવવામાં આવ્યો. પુત્રવધૂ દ્વારા પુસ્તકનું વિમોચન કરાવીને લેખક સમાજને એક સંદેશ આપવા માગતા હતા કે, પુત્રવધૂ એટલે પુત્રથી પણ વધુ. જે દીકરી પોતાના ઘરબાર છોડીને નવા ઘરમાં આવી રહી છે. ત્યારે તેને પ્રતીતિ થાય કે, નવા ઘરમાં મારું કેટલું માન છે, મારું કેટલું સ્થાન છે વગેરે. આ કાર્યક્રમની ભવ્યતા કરતાં દિવ્યતા વધુ હોવાને કારણે ગુજરાતના શિક્ષણ જગતના અગ્રણીઓ હાજર રહ્યા હતા.

આપણા સમાજમાં દિન-પ્રતિદિન દીકરીનું સ્થાન વધતું જાય છે. દીકરી એટલે પારકી થાપણ નહીં, પણ તુલસીનો ક્યારો. દીકરી વગરના બાપને કમનસીબ માનવામાં આવે છે. આપણા સમાજમાં ભલે દીકરીના સ્થાનમાં વધારો થયો હોય, પણ પુત્રવધૂના સ્થાનમાં કોઈ જ મોટો ફેરફાર થયો હોય તેમ લાગતું નથી. આજે પણ સાસુ-વહુ વચ્ચેના સંબંધો મા-દીકરી જેવા જોવા મળતાં નથી. ત્યારે ઉપરોક્ત કાર્યક્રમ સમાજમાં સામાજિક શિક્ષણ આપવાનું કામ કરી જાય છે. આવા કાર્યક્રમો સમાજમાં જેટલા વધુ ગોઠવાશે તેટલા પ્રમાણમાં પુત્રવધૂના સ્થાનમાં હકારાત્મક પરિવર્તન આવતું જશે. જે સુશિક્ષિત, પ્રગતિશીલ સમાજની નિશાની ગણી શકાય. દરેક સાસુ-સસરા કે નણંદે પોતાના વિચારોમાં પરિવર્તન લાવવાની જરૂર છે. પાત્રો બોલે છે ખરાં કે, અમે તો તેને વહુ તરીકે નહીં, દીકરી તરીકે રાખીશું, પણ મોટભાગે એમ જોવા મળે છે કે, એ શબ્દો ઠાલા નીવડે છે, બધાં બોલે છે ખરાં, પણ તેનો અમલ કરતા નથી.

> **દરેક સાસુ-સસરા કે નણંદે વિચારવું જોઈએ કે, ઘરમાં આવનારી દીકરી તેનું ઘણું ઘણું છોડીને આવી છે.**

ઘરમાં વહુ આવે ત્યારે સગાં કે પડોશીમાં રહેતી બહેનો મોટાભાગે પૂછે છે કે, વહુ શું લઈને આવી ? હકીકતમાં અહીં પ્રશ્ન એ હોવો જોઈએ કે, વહુ કેટલું અને શું છોડીને આવી ? પોતાની દીકરી માટે તેના સાસરિયાં પાસેથી જે અપેક્ષા રાખવામાં આવે છે, તેવી અપેક્ષા ઘરમાં આવતી બીજાની દીકરી માટે પૂરી કરતા નથી. લગ્ન કરીને ઘરમાં જે દિવસે વહુ આવે છે તે દિવસથી જ મોટાભાગે વહુને ઘરકામમાં જોતરી

દેવામાં આવે છે, ભણવામાં કે વિવિધ કૌશલ્યો વિકસાવવામાં ૨૦-૨૫ વર્ષ ગુમાવનાર છોકરી જ્યારે વહુ બને છે ત્યારે જાણે કે તેને વિચારવાનો કે નિર્ણય લેવાનો હક જ ન હોય તેમ આજે પણ ઘણાં સાસરિયાં માને છે. ઘરમાં શું ખાવું, શું લાવવું, નોકરી કરવી કે નહીં વગેરે સાસરિયાંએ જ વિચારવાનું. દીકરીમાંથી વહુ બનતાં જ જાણે કે એક વ્યક્તિત્વનો નાશ થઈ જાય છે અને જે નવું વ્યક્તિત્વ ઊભું થાય છે તે બિચારું અને બાપડું બની રહે છે. પોતાની દીકરીને ત્યાગમૂર્તિ અને નસીબદાર ગણતો સમાજ અન્યની દીકરી જ્યારે પોતાના ઘરમાં આવે છે ત્યારે પોતાના વિચારો-માન્યતાઓ રાતોરાત બદલાઈ જાય છે. ત્યારે પોતાની જાતને ભણેલા કે સુશિક્ષિત ગણતા આ લોકો સાવ નઠોર બની જાય છે. હકીકતમાં ઘરમાં આવનાર વહુને પુત્ર કરતાં પણ વધુ માન આપો, દીકરી કરતાં પણ વધુ માન આપો, વિચાર કરવાની કે નિર્ણય લેવાની સ્વતંત્રતા આપો. ઘરની વહુ જેટલી વધુ વિકાસ સાધશે, જેટલી વધુ પરિપક્વ બનશે તેટલા પ્રમાણમાં જે તે કુટુંબ પણ વિકાસ પામશે. નવી વ્યક્તિ અજાણ્યા ઘરમાં અજાણ્યા લોકો વચ્ચે આવે છે ત્યારે તેને હૂંફ જોઈએ છે, નહીં કે તમારી શિખામણ કે સલાહ. તમારી પાંચ-સાત સલાહમાંથી એક સલાહનું પણ જો પાલન ન થયું તો તમે તેને નકારાત્મક લેશો, તેની સાથેનો તમારો વર્તાવ બદલાઈ જશે. માટે મહેરબાની કરીને ઘરમાં આવતી પુત્રવધૂને દીકરી તરીકે સ્વીકરો, તેને ધીમે ધીમે તમારા સ્વભાવ, વાતાવરણથી પરિચિત થવા દો, તેને સહકાર અને સ્વતંત્રતા આપો. તે તમારી થઈ જ જશે. બસ જરૂર છે થોડી ધીરજની અને વિશ્વાસની.

**ટાગોર હોલમાં યોજાયેલ આ કાર્યક્રમ ખરેખર સમાજ માટે ખૂબ જ આદર્શ બની રહ્યો.**

તમામ મિડિયાએ તેની નોંધ લીધી. સમાચાર છપાયા અને ટી.વી. પર આવ્યા. તે વાંચીને કે જોઈને જો બે-પાંચ ગુજરાતીના હૃદયમાં પરિવર્તન આવે અને પોતાની વહુને પુત્રવધૂને પુત્ર કરતાં પણ વધુ માનપાન આપે તો આ લેખ અને ટાગોર હોલમાં યોજાયેલ કાર્યક્રમ પાછળ આપેલ સમય અને ખર્ચ વસૂલ તેમ માનીશું. જો આ લેખ વાંચ્યા પછી પણ કોઈ સાસુ-સસરા કે નણંદ પોતાના વિચારો કે સ્વભાવમાં પરિવર્તન ન લાવે તો માનજો કે આ સમાજ હજુ પછાત રહેવામાં માને છે, ખોટા આડંબર અને અભિમાનમાં રાચવામાં માને છે.

અંતે એક સલાહ કે, જો ખુશ થવું હોય, કાયમી ખુશ રહેવું હોય, સમાજમાં માનમોભો મેળવવો હોય તો તમારી પુત્રવધૂને પુત્ર કરતાં પણ વધુ ગણજો. દીકરી કરતાં વધારે સ્થાન આપજો. તેના હિત ખાતર ન વિચારો તો વાંધો નથી, પણ તમારા હિત ખાતર, તમારા ભવિષ્યના જીવન ખાતર પણ આ વિચારવું પડશે જ. માનસિક રીતે જો ખુશ રહેવું હોય, આનંદિત રહેવું હોય, ઘરને જો પ્રગતિના પંથે લઈ જવું હોય, તો પુત્રવધૂને ખુશ રાખજો. તે જેટલી ખુશ તેટલું તમારું કુટુંબ ખુશ. અંતે પોતાનું ઘર, મા-બાપ, ભાઈ-બહેન, અરે સર્વસ્વ છોડીને જનાર દુનિયાની દરેક છોકરી-દીકરીને મારા લાખ લાખ અભિનંદન સાથે સલાહ... બેટા, તમે જેટલા સુખી એટલા અમે સુખી. જીભ સારી રાખજો, ઘર છોડ્યું જ છે તો બીજું પણ છોડવાની તૈયારી અને ભાવના રાખજો. તમારા કારણે જ આ સમાજ ટક્યો છે અને ટકશે. ભારતીય નારી-સ્ત્રીના ગૌરવમાં સહેજ પણ આંચ ન આવે તે જોવાની તમારી ફરજ છે. તમારા માટે અમે સૌ ગૌરવ અનુભવીએ છીએ. તમે સૌ સુખી રહો તેવી આ લેખકની શુભેચ્છા.

**પુત્ર-પુત્રીના લગ્નમાં મજા-આનંદ મેળવવા ખર્ચ કરો, મહેનત કરો, પણ સાથે સમાજ પ્રત્યેની ફરજ નિભાવવાનું કોઈ ન ચૂકે તેવી અભ્યર્થના સાથે.**

**- ડૉ. અશોક પટેલ, કેળવણીકાર**
અમદાવાદ, મો. ૯૪૨૬૦૦૪૫૪૨
Email : dr.ashokpatel@in.com

# બેટી બચાવો - સમાજ બચાવો

- દિપકભાઈ એન. પટેલ

આજે રાષ્ટ્ર અને ગુજરાત સમક્ષ દિકરીઓનું ઘટતું પ્રમાણ ચિંતાજનક છે ને સાથે સાથે સામાજીક સમતુલન અને સંસ્કૃતિ માટે જોખમરૂપ છે. આજે દેશમાં ૧૦૦૦ પુરુષોએ ૯૩૩ સ્ત્રીઓનું પ્રમાણ છે. જ્યારે ગુજરાતમાં આ પ્રમાણ ૯૨૦ નું છે. જેમાં ૭ વર્ષથી નાની ઉંમરના છોકરા છોકરીઓનું પ્રમાણ ૮૭૮ નું છે. આમ ગુજરાતમાં છોકરીઓની સંખ્યામાં થયેલો તીવ્ર ઘટાડો સમગ્ર સમાજ માટે સૌથી વધુ ચિંતાનો વિષય બન્યો છે જે આવનારા સમયમાં ગંભીર પરિણામો સર્જે તો નવાઈ નહીં.

રાષ્ટ્ર અને સમાજનો વિકાસ થતો જાય છે. તેમ તેમ નવા નવા પ્રશ્નો સમાજ સમક્ષ ઉદ્દ્ભવતા જાય છે. દેશ સમક્ષની સમસ્યાઓ જેવી કે ગરીબી, બેકારી, અસમાનતા વિગેરે પ્રશ્નો આજે ગૌણ બની ગયા છે. જ્યારે સ્ત્રીભૃણહત્યા, એઈડઝ, વૃદ્ધાશ્રમો, કેફી દ્રવ્યોનું સેવન જેવા નવા નવા પ્રશ્નો સમાજ સમક્ષ રેડ એલર્ટબનીને ઉભા રહ્યા છે.

સમાજના સુખી સાધન સંપન્નને શિક્ષિતવર્ગમાં સ્ત્રીભૃણહત્યાની સમસ્યા વધુ ગંભીરને મહત્વની બની રહી છે. સોનોગ્રાફી ક્ષેત્રો વિજ્ઞાન આગળ વધ્યું છે જે બાળકમાં રહેલી ગર્ભાવસ્થાની ખામીઓ દુર કરવા માટે વિજ્ઞાનનું લક્ષ હતું. પરંતુ ડૉક્ટરોએ ને સમાજે તેનો ઉપયોગ દિકરા કે દિકરીનું જાતિ પરિક્ષણ કરાવી દિકરી હોય તો તેની ગર્ભમાંજ હત્યા કરાવવાનું લક્ષ નિર્ધારીત કર્યું છે. આમ પુરુષ પ્રધાન સમાજ વ્યવસ્થા એક કદમ આગળ ચાલવા લાગીને જે કારણે સામાજીક સમસ્યાઓમાં વધારો થવા લાગ્યો છે.

ગુજરાતમાં દર વર્ષે આશરે બે લાખ બાળકીઓની ગર્ભમાં જ હત્યા કરવામાં આવે છે અને આમાં એ સમગ્ર દેશમાં જ્યાં આપણો સમાજ સ્થિર થયેલો છે તેવા મહેસાણાને પાટણ જિલ્લાનો આંક ચોંકાવનારો છે. એક હજાર બાળકે બાળકીઓની સંખ્યા મહેસાણા જિલ્લામાં ૭૯૮ અને પાટણ જિલ્લામાં ૮૬૨ ની છે. આમાં એ ઊંઝા તાલુકામાં સમગ્ર દેશમાં નીચું પ્રમાણ છે. જેમાં ૭૪૨, વિસનગરમાં ૭૬૬, વિજાપુરમાં ૭૭૭, મહેસાણા તાલુકામાં ૭૭૯, ચાણસ્મામાં ૮૦૩, પાટણ તાલુકામાં ૮૨૧ બાળકીઓનું પ્રમાણ છે. આમાં ઊંઝા તાલુકામાં ૧૦૦૦ પુરુષોએ ૨૫૮ સ્ત્રીઓની ઘટ છે. જે શિક્ષિત અને જાગૃત સમાજ માટે કલંકરૂપ છે. આજે ગુજરાતમાં ચાર લાખ જેટલી બાળકીઓ ઓછી છે. જે આવનારા દિવસોમાં સમાજમાં સ્ત્રીઓ અને પુરુષો ઉપર નીચે મુજબની અસરો ઉપજાવી શકે તેમ છે.

સ્ત્રીઓ ઉપર અસરો :

(૧) સ્ત્રીઓના અસ્તીત્ત્વ સામે જોખમ છે.
(૨) ગરીબ મા-બાપની દિકરી વેચાય કે તેનું શોષણ થાય.
(૩) વેશ્યા ગૃહોની સંખ્યા વધે, હિંસા, બળાત્કાર, અપહરણ જેવા બનાવો બને.
(૪) સ્ત્રીને એકથી વધુ પરુષો સાથે સંબંધ રાખવા દબાણ થાય.
(૫) સાટા પધ્ધતિને પ્રોત્સાહન મળશે.
(૬) સ્ત્રીને બિચારી થઈને જીવન જીવવું પડશે.
(૭) નાની ઉંમરે સંબંધો થવા માંડશે.
(૮) સ્ત્રીઓની સલામતિ જોખમાય.

પુરુષો ઉપર અસરો :

(૧) સમાજમાં વાંઢાઓની સંખ્યા વધશે.
(૨) ગરીબ, વિધુર અશક્ત છોકરાઓના લગ્ન અશક્ય બને.
(૩) જાતીય જીવનના નવા રસ્તા શોધાય.
(૪) એઈડઝ જેવા જાતિય રોગોનું પ્રમાણ વધે.
(૫) નસીલા પદાર્થોનું સેવન વધે.
(૬) માનસિક વિકૃતિઓનું પ્રમાણ વધે.
(૭) છોકરીઓ મેળવવા માટે કાવાદાવા ઝઘડાઓ થાય.
(૮) છોકરાઓએ સાસરે જવું પડશે.

આમ આ ગંભીર સમસ્યાને હલ કરવા આપણે સૌ ખાસ કરીને યુવાનોએ કટીબધ્ધ થવું પડશે ને આપણા ઘરમાં, કુટુંબમાં કે સમાજમાં ભૃણહત્યા થવા ન દઈએ, બેટી બચાવો આંદોલનને સફળ બનાવીએ, દિકરા-દિકરીને સમાનતા આપીએ, દિકરીને શિક્ષણ આપીએ, દિકરીઓ પ્રત્યે ભેદભાવ ન રાખીએ, તેમના શોષણને અત્યાચારોનો વિરોધ કરીએ ને સ્ત્રીભૃણહત્યા કરનારા લોકોને ખુલ્લા પાડીએ તો આવનાર ભાવી પેઢી માટે આપણે કંઈક કર્યું છે. તેનો સંતોષ લઈ શકીશું.

**When a SON is born,**
**a MAN is born,**
**When a DAUGHTER is born,**
**a MOTHER is BORN.**

**- દિપકભાઈ એન. પટેલ**
**પૂર્વ પ્રમુખ, મહેસાણા જિ. યુવક સંઘ**
**કહોડા, તા. ઊંઝા.**
**મો. : ૯૮૨૫૩ ૭૩૦૩૪**



# પાનખરનો પત્ર

- જશુ કવિ

**ભાઈ જશુ કવિને વિદ્યાર્થી તરીકે, શિક્ષક તરીકે અને આચાર્ય તરીકે ત્રણે અવસ્થાનો હું પ્રત્યક્ષ/પરોક્ષ સાક્ષી છું. તેમનું શિક્ષકત્વ આજે જૈફ વયે પણ અકબંધ છે. તેમનું વ્યક્તિત્વ અને વક્તવ્ય બંને માણવા જેવાં છે. અવાજનો એ બાદશાહ છે. હૃદયને સ્પર્શે તેવું બોલે છે. પુત્રને ઉદ્દેશીને તેમનો લખાયેલો આ લેખ કદાચ ઘણાને લાગુ પડશે. આવું સૌનું જ છે.**

વહાલા પુત્ર,

ખૂબ લાંબા મનોમંથન પછી આ પત્ર લખ્યો છે. વર્ષોથી હૃદયમાં ધરબાઈને પડેલી વેદનાઓને વાચા આપવા માટે આવા એકાદા પત્ર સિવાય મારી પાસે બીજું કોઈ માધ્યમ બચ્યું નથી. જેમની સામે કે જેમની સાથે હૈયાની વાતો વહેંચવાનો વહેવાર હતો. એવા મારા મોટાભાગનાં સમવયસ્ક મિત્રો હવે રહ્યા નથી. અને મારા જીવનની પ્રત્યેક દુ:ખદ ક્ષણોને પોતાના ખોળામાં ઝીલી લઈ મને સદાય વિશાદમાંથી મુક્ત કરી હળવો ફુલ કરી દેનારી અને સુખ-દુ:ખની સાથી મારી સહધર્મચારિણી અને તારી પ્રેમાળ મા આજે હયાત નથી. જીવનનાં અનેક કડવા મીઠાં પ્રસંગોએ મારા મનનો ભાર જ્યારે પણ વધી જતો ત્યારે તારી મા મારા મૌનની ભાષાને સમજી જતી, અને ખાસ કશુંય બોલ્યા વગર એના સ્નેહપૂર્ણ વ્યવહારથી મારા વિશાદને ઓગાળી દેતી હતી.

આજે મને આ ક્ષણે ખોવાયેલા મિત્રો અને મને છોડીને ઈશ્વરને વહાલી થયેલી મારી પ્રિય પત્નીની ખોટ સાલે છે. એ બધામાંનું કોઈ એકાદ પાત્ર પણ આજે હયાત હોત, તો આ પત્ર કદાચ લખવાનો વારો ના આવત. પણ, અફસોસ કે આજે આયુષ્યના આઠમા દાયકા પછી મારે વ્યક્ત થવા માટે મારી કલમ સિવાય બીજું કોઈ સાથી-સંગી રહ્યું નથી. તું નાનો હતો ત્યારે તને હિંચકા ખવડાવવા માટે આપણા ઘરની નજીકનાં જે બાગમાં તને હું લઈ જતો હતો, તે જ બાગના એક ખૂણાના એક બાંકડા ઉપર બેસીને આ પત્ર લખી રહ્યો છું. ચારેય બાજુ માણસોની ભીડ હોવા છતાયં રેતીના રણમાં ધોમ ધખતા તાપમાં રસ્તો ભૂલેલા પથિક જેવી મનોદશા અને એકલતાનો અનુભવ અત્યારે મારા રોમ રોમને કોરી રહ્યો છે. તને જે પ્રિય હતો તે હિંચકો મારા વર્તમાનની જેમ મારી આંખ સામે મારી હળીભરી ગઈકાલ ઉપર હસી રહ્યો છે.

બગીચાના એક ખૂણે ઘેઘૂર છાયા આપતું અને તને ગમતું પેલું લીમડાનું વૃક્ષ કોઈ અગમ્ય કારણોસર આજે સુકાઈ ગયું છે. એક જમાનામાં પંખીઓના કલરવથી ગુંજતું અને ગાજતું એ વૃક્ષ અને એની સૂકી ડાળીઓ ઉપરથી રહ્યા-સહ્યા પીળા પડી ગયેલા પાંદડાઓ આવી પહોંચેલી પાનખરમાં ખરી પડવાની તૈયારીમાં દેખાય છે, એની સામે ટગરટગર મંડાયેલી મારી આંખોમાંથી પણ વીતી ગયેલો લીલોછમ ભૂતકાળ જાણે કે પાનખર બનીને ટપકી રહ્યો છે. હૈયું અને હાથ બન્ને મારા કહ્યામાં રહ્યા નથી, ને છતાં જીર્ણ હૃદય અને ધ્રુજતા હાથ વડે પત્ર લખવાની શરૂઆત કરી છે. એ પૂરો થશે કે નહિ તેની મને ખબર નથી, અને સાચું પૂછે તો હું ઈચ્છું છું કે,

**આ પત્ર પૂરો થાય તે પહેલાં અધવચ્ચે જ પેલા સૂકા લીમડાની ડાળ ઉપરનાં પીળાં પડી ગયેલાં પર્ણની જેમ ખરી પડું તો કેવું સારું ?**

પણ ખરી પડવાની એ ક્ષણ સુધી જીવવું તો પડશે જ. સૂકાયેલું લીમડાનું વૃક્ષ આજે ઘણા બધા અર્થમાં મને મારા જીવનનની પ્રતિકૃતિ જેવું લાગે છે. હર્યાભર્યા બાગની વચ્ચે પોતાનો સૂકો વર્તમાન લઈને પરાણે અસ્તિત્વ ટકાવવા મથતી આ લીમડાના વૃક્ષ સાથે મારા વર્તમાનનો પણ કેવો મેળ બેસે છે ! આજે એની સૂકી ડાળીઓ ઉપરથી કલરવ કરતાં પંખીઓ ઊડીને કોઈ બીજા હરિયાળા વૃક્ષની ડાળીઓમાં ખોવાઈ ગયા છે. બસ એ જ રીતે જાણે કે, મારા વીતેલા વર્ષોની ડાળીઓ ઉપરથી તમે સૌ ઊડી રહ્યા છો. તને યાદ છે, બેટા આજ ઘેઘૂર લીમડાનાં વૃક્ષ ઉપર પંખીએ કરેલો એક માળો જોઈને એના વિષે તેં મને પ્રશ્ન કરેલો. તેં સહજ રીતે પૂછેલું કે પપ્પા આ માળો એટલે શું ? અને મેં તને સમજાવેલું કે બેટા માળો એટલે પંખીનું ઘર. તે તારી માસૂમ તર્કશક્તિથી તરત જ તાળો મેળવતાં કહેલું કે, આપણે રહીએ છીએ તેવું જ આ પંખીનું ઘર કહેવાય ને ! મારાથી એ વખતે તું નહિ સમજ્યો હોય એવું કશું કહેવાઈ ગયાનું સ્મરણ છે કે હા, બેટા, એવું જ પંખીનું ઘર એનાં બચ્ચાનું ઘર, એના આખા કુટુંબનું ઘર. પણ હા, ઘર અને માળા વચ્ચેનો ફર્ક તને સમજાવું. માળામાં રહેલા પંખીનાં બચ્ચાઓને જ્યારે પાંખો ને આંખો આવશે ને એટલે એ પોતાની મેળે પોતાનું એક નવું આકાશ શોધીને ઊડી જવાનાં. થોડોક સમય ઊડી ગયેલાં પોતાનાં બચ્ચાઓનાં પાછા ફરવાની રાહ જોતા એના માતા-પિતાય પોતાના ઊડી ગયેલાં બચ્ચાઓની જુદાઈને પોતાના કંઠના ટહૂકામાં સંભારીને આખો બગીચોયે વગડો થઈ જાય એવા દર્દના ગીતો ગાતા ઘરડા થઈને પેલા પીળા પર્ણોની જેમ એક દિવસ ખરી પડવાનાં." મને ખબર નથી કે એ વખતે બોલાયેલાં આવા વાક્યોનો અર્થ તું સમજ્યો હોઈશ કે નહિ પણ ઝાંખુ ઝાંખુ સ્મરણ છે કે મારી આવી વાતો સાંભળીને તારી આંખોમાંય કોઈ ન સમજાય તેવો ભાવ ઝળહળી ગયેલો. પણ દિકરા આજે મને મારી ભૂલ સમજાય છે. આજે સમજાય છે કે, માળો અને ઘર બંને વચ્ચે ખાસ કશો ફરક નથી. એક સમયે લીલાછમ વૃક્ષ ઉપર કલરવતો માળો આજે સુકાઈ ગયેલી જીર્ણશીર્ણ ડાળીઓનું અસ્થિપિંજર બની ગયો છે. આપણું ઘર પણ લગભગ એની લગોલગ ઊભું હોય એવું કેમ લાગે છે ? પેલો માળો તો સાવ ખાલી છે. જ્યારે આપણા ઘરમાં તો હજું હું બેઠો છું. કદાચ, મારા ખાલી થઈ રહેલા તનમનના ખાલીપાનો એ પડઘો હશે. દૂરથી કોઈ પરિચિતે હાથ ઊંચો કરીને મને ધ્યાનભંગ કર્યો પણ ઝાંખી થતી જતી આંખોથી હું એમને ઓળખી શક્યો નથી. અલબત્ત, માનભંગ ન થાય તેટલા માટે મેં વળતો હાથ ઊંચો કરી સ્હેજ હસવાનો પ્રયત્ન કરી જોયો પણ આ શું ? હમણાં હમણાંથી આવું કેમ થાય છે ? હસવાનો પ્રયત્ન કરું છું પણ હસી શકાતું જ નથી.

વળી, ક્યારેક તો હસવાના પ્રયત્નમાં રડતો હોઉં તેવો ભ્રમ પણ થાય છે. દાર્શનિકો કહે છે જીવનને મૃત્યુ એક જ સિક્કાની બે બાજુઓ છે. એ સાચું જ હશે. પણ મારું જીવનદર્શન મને એવું સમજાવે છે કે

> **હાસ્ય અને રૂદન કદાચ એક જ સિક્કાની બે બાજુઓ છે.**

ખડખડાટ હાસ્ય એ મારે માટે હવે ઈતિહાસનું પ્રકરણ બની ગયું હોય એવું લાગે છે. છેલ્લે મન મૂકીને ક્યારે હસ્યો હતો તે યાદ કરું છું. પણ, ખાસ કશું યાદ આવતું નથી. પેલા પંખીના ટહૂકાની મીઠાશ જેમ દર્દના ગીતમાં ફેરવાઈ ગઈ એમ મારું હાસ્ય પણ ધીરે ધીરે વિષાદનાં રણમાં દૂરથી દેખાતા મૃગજળ જેવું ઝાંખુને ઝાંખુ થતું જાય છે.

પણ, આજે હું આવું બધું તને કેમ લખું છું ? મને લાગે છે કે કોઈની સહાનૂભુતિ મેળવવા માટેનું મારા સબ કોન્સીયસ માઈન્ડનું આ કાવતરું તો નથી ને ? કદાચ, હા, કદાચ ના, કે પછી દુનિયાનાં માપદંડોથી મપાતી અને હા અને ના ની સરહદોથી બહાર નીકળી ગયેલી કોઈક અકથ્ય અને

અનિર્વચનીય મનોસ્થિતિનો આ એક વધુ ઉધામો છે. બાકી અડોશપડોશના લોકો તો રોજ મારી પીઠ થાબડે છે ને કહે છે કે ભાઈ તમે તો ભારે નસીબદાર, દિકરો ને વહુ પરદેશમાં સેટલ થઈ ગયા. મહિનો પૂરો થાય ને દિકરો તમારા ખાતામાં તમારા મહિના માસનો ખર્ચ ટ્રાન્સફર કરીને તમારી પૂરેપૂરી કાળજી લે છે. અવારનવાર કોલ કરીને એના ઉતાવળીયા અવાજમાં તમારા ખબર અંતર પણ પૂછી લે છે. ડાહી પૂત્રવધુ પણ "કંઈ પણ કામકાજ હોય તો વિના સંકોચે કહેજો હોં કે પપ્પા." એવો વિવેક કરવાનું ચૂકતી નથી. તમારા પત્ની પણ લીલીવાડી જોઈને ગયા અને હજુ તમે પણ કડેધડે છો. ઘરમાં નોકર છે, મહારાજ આવીને રસોઈ કરી જાય છે. તમારે તો ભાઈ લીલાલહેર છે. જવાબમાં ફરીથી હું ભીની આંખે હસવાનો અભિનય કરી લઉં છું. વાત તો સાચી છે અને છતાંય મિત્રોની આડોશી-પાડોશીઓના આ પ્રમાણપત્રમાંથી વાતમાં કશુંક ખૂટતું હોય કે પછી ન સમજાય તેવું કશુંક ખટકતું હોય તેવું લાગે છે. ડોક ફેરવીને આવા બગીચામાં જોવાઈ જાય છે. ભીડ ઓછી થઈ ગઈ છે. સૌ પોતપોતાનાં ઘરે ચાલ્યા ગયા લાગે છે. રોજની જેમ બગીચાનો વોચમેન મને ઢંઢોળી જશે ને હું ફરી એક બોઝિલ સાંજને શ્વાસોમાં ભરી એક જમાનાનાં હર્યાભર્યા ઘરની એકલતામાં ઓગળી જઈશ. ફરી પાછું તારા પ્રિય ડૉક્ટર અંકલે લખી આપેલી પાંચ-સાત ગોળીઓ ગળીને આખી રાત જાગવા માટે પથારીમાં પડીશ.

ચાલ, હવે અટકું. આવું લખ્યા પછી મારામાં હજુ જીવતો કવિ બોલી પડે છે કે લખવામાંથી અટકવાની રજા માંગી કે પછી જીવવામાંથી ? વધેલી ઘટેલી ને ક્ષીણ થતી જતી મારી તર્કશક્તિ જવાબ આપે છે કે એમ અટકું કહેતાં અટકી ક્યાં જવાય છે. આ પત્ર કદાચ ક્યારેય પૂરો નહીં થાય અને કદાચ એ ક્યારેય તારા સુધી નહિ પહોંચે કારણ કે વ્યક્ત થવા માંગતા અનેક સંવેદનો શબ્દોનાં માધ્યમથી કાગળ ઉપર ઉતારી શકાતા નથી. હર્યાભર્યા બાગમાંથી વળી પાછો આજે એક વેરાન વગડો લઈને વિદાય થાઉં તે પહેલાં મારી ઈચ્છા વિરુદ્ધ આજે પણ મારાથી પેલા માળા તરફ જોવાઈ જાય છે.

સૂરજ આથમવાની તૈયારીમાં છે ઉજાસ અને અંધારનાં મિશ્રણથી આખુંયે વાતાવરણ થોડુંક વધારે ઉદાસ બન્યું છે. બાંકડા ઉપર ઝૂકેલાં વૃક્ષની ડાળીઓ ઉપર એક પંખીનું ટોળું આવીને બેઠું લાગે છે. પંખીઓના હળવા ભારથી પીળા પડી ગયેલા થોડાક વધુ પાંદડાઓ ખરી પડે છે. બે-ચાર સૂકાપર્ણો મારા ખભા પર કે ખોળામાં આવી પડ્યા છે. અચાનક જ મને લાગે છે કે મારો આ લખાતો જતો પત્ર જાણે કે મારી ઉપર ઊભેલા વૃક્ષે વાંચી લીધો છે'અને આળા થતા જતા મારી અભિવ્યક્તિના સબાબને સ્વજનની જેમ પીઠ થપથપાવીને સત્ય સમજાવી રહ્યું છે.ખરી પડેલાં સૂકા પર્ણો જાણે કે કહી રહ્યાં છે કે ખરી પડવાનો સમય થાય ત્યારે ખરી પડવાની પણ એક ઓર જ મજા છે. તમે માણસો એને મૃત્યુ કહો અમે વૃક્ષો એને પાનખર કહીએ. થોડીક હળવાશ સાથે આથમતા સૂરજ તરફ જોઈ લઉં છું ને

**મનમાંથી સાદ ઊઠે છે કે,**
**આથમતો સૂરજ જોવાનો આ છેલ્લો**
**દિવસ હોય તો કેવું સારું ?**

- અભિવ્યક્ત થવાની આજની આ પત્ર લીલાને આજે તો અટકાવું જ છું. કાલ ઊગશે તો પત્ર પણ આગળ વધશે આજનાં દિવસનો અંત તો મારી આદત મુજબ એક પંક્તિથી જ ઠીક રહેશે.

પાનખર તો એક બહાનું હોય છે,
પર્ણને પોતાને ખરવું હોય છે.
આજે તો આટલું જ....

તારી વસંત સદાય લીલીછમ રહો તેવી શુભેચ્છાઓ સાથે

પપ્પાનાં પાનખરીયા
આશીર્વાદ
- જશુ કવિ



# વેકેશન માણવાની કળા !

- પ્રો. જયરાજ પંડ્યા

**પ્રો. જયરાજ Personality Development & Leadership ના નિષ્ણાત છે. યુવા વર્ગને નવી દિશા, રસરુચિ પ્રમાણે કેરિયર બનાવવા માર્ગદર્શન અને વર્કશોપ આયોજન સુંદર રીતે કરે છે. અત્યારે સ્કુમ સંસ્થા અમદાવાદના કેમ્પસ ડાયરેક્ટર છે.**

કેટલો સરસ શબ્દ છે વેકેશન ! પણ થોડા દિવસ જાય પછી કંટાળો આવે છે એ પણ એટલી જ સાચી વાત છે, તો ચાલો સાથે મળીને વિચારીએ શું થઈ શકે ? એ કંટાળો દૂર કરવા !

મામાને ત્યાં કે કાકાને ત્યાં જાવ. મતલબ સગા વ્હાલાને મળવા કે એમને ત્યાં રહેવા જાવ ! એ તો કરીએ જ છીએ ! કંઈક નવું ખરું ? નજીકમાં કોઈ લાઈબ્રેરી શોધી કાઢો ! ના, એમાં તો ના ગમે, કેમ ? અરે યાર, પૂરી વાત સાંભળો ! લાઈબ્રેરીમાં કે કોઈ બુકસ્ટોલ પર જઈ તમારા ગમતા વિષયને લગતું વાંચન કરો. ભણવાને લગતું વાંચન ના જ કરતા. બસ, લાઈબ્રેરીમાં જઈ બીજું કાંઈક વાંચવાનો ટ્રાય કરો - કદાચ, ધીરે ધીરે ગમશે !

બીજો કોઈ વિકલ્પ ? કંઈક નવું જાણો. ઈન્ટરનેટ છે, હમણાં ટાઈટેનિક મુવી 3 D માં આવ્યું છે, એની History જાણો. ક્યારે શું થયું હતું એ જાણવાનો પ્રયાસ કરો. અરે, હમણાં કોઈ જ્યાએથી એ ટાઈટેનિક જહાજના અવશેષો પણ મળ્યા છે. હા, ક્યાંથી - એ હું નહિ કહું ! ગુગલદેવતાનો ઉપયોગ કરો ! ને વધુ જાણકારી મેળવો. ગુગલ દેવતાને નમન કરી નવી જાણકારીના આશીર્વાદ મેળવો.

ત્રીજો alternate છે ? અરે કહું છું યાર ! ઘરમાં બધા સાથે બેસી આખા દિવસની વાત કરો. કોનો દિવસ કેવો રહ્યો ? કેવી મજા કે મુશ્કેલી પડી, આનંદને કેવી રીતે વહેંચ્યો અને મુશ્કેલીમાંથી કેવી રીતે રસ્તો કાઢ્યો એની ચર્ચા કરો, It's Interesting ! try તો કરી જુઓ !

કોઈની સફળ સ્ટોરીના પાના ફેરવો - જેમ કે અમિતાભ - શાહરૂખખાન - લગાન ફિલ્મના ડિરેક્ટર કે પછી આપણા સરદાર વલ્લભભાઈ પટેલ કે કરસનભાઈ પટેલ! ખબર તો પડે કે આપણા પસંદગીના - રસના વિષયમાં અમિતાભ કે સરદાર કેમ બનાય ? અને હા, જો તમારું ભણવાનું ચાલતું હોય તો તમારી Next Years ની બુક્સ ભણવા માટે નહિ વાર્તાની જેમ વાંચો ! Dont worry, એની Exam નથી. Just read for fun and to be advanced in life !

આ સિવાય તમે કેટલાક Classic મુવી પણ જોઈ શકો એકલા નહિ, Family કે Friends ની સાથે બેસીને ! અને પછી એ Movie પર ચર્ચા કરો ! મઝા પડશે ! ચલો List બનાવી દો અને કરી લો મુવી! હા, એ મુવીને Silent કરીને તમે જાતે એ મુવીની નવી Story લખવાનો વિચાર પણ કરી શકો !

**સાચું કહું, વૈજ્ઞાનિક રીતે પુરવાર થયું છે કે આપણે બધા જીવન પૂરું થાય ત્યાં સુધીમાં ૧૦% મગજ જ વાપરીએ છીએ, બાકી ૯૦% મગજ પેટી પેક જ રાખીને યમરાજ પાસે લઈ જઈએ છીએ. તો હવે આપણે લોકો ૧૦% ઉપયોગમાં વધારો કરી થોડાં પેટીપેક માલના પ્રમાણ ૯૦%ને ઘટાડીએ.**

20 : 20 એક Idea ! જીંદગીને વેકેશન સમજીએ.

તો કામ કરવાની મજાના આવે ?

What an idea sirji ! ચલો, જીંદગી બદલીએ !

જોવાલાયક ફિલ્મોની યાદી :

- Dor - Iqbal
- Uddan - Black
- Hazaro Khavahishe Aisi
- Chak de India
- Pansinh Tomar
- Gandhi
- Maine Gandhi Ko Nahi Mara
- Sardar

નીચેની ત્રણેય DVD માં કિશોરકુમાર, અમિતાભ બચ્ચન અને શાહરૂખખાનની વ્યક્તિગત જિંદગીના અગત્યના વળાંકો અને મુશ્કેલીના દિવસો સરસ રીતે બતાવેલ છે, જે ઘરે Library Collection તરીકે વસાવવા જેવું છે.

(1) Zindgi Ka Safar (Kishorkumar)
(2) Unforgetable Tour (Amitabh Bachchan)
(3) Inner Outer (world of Shahrukhkhan)

**- પ્રો. જયરાજ પંડ્યા**

Email : creativejayraj@yahoo.co.in



# હળવો ફૂલ

- બાબુ કાનકુંવર
(સંપર્ક સૂત્ર: ૯૮૨૫૪૯૮૩૮૯)

**શ્રી બાબુભાઈ પટેલ - તેમનાં માતુશ્રી-પિતાશ્રી અને પોતે જોડાઈને "બાબુ કાનકુંવર"ના નામથી વધારે જાણીતા થયા છે. કર્મે શિક્ષક અને અનુભવે ઘડાયેલા માર્ગદર્શક છે. સુંદર વિચારે છે અને તે વિચારો કલમથી ભાષામાં કંડારે છે. પ્રસ્તુત લેખમાં તેમની સંવેદના પ્રત્યક્ષ અનુભવતા હોય તેવું લાગે છે. "ઉમિયા જ્યોત"નાં સહતંત્રી છે.**

સને ૨૦૦૭...
શ્રેષ્ઠ કેળવણીકાર તરીકેનો ચંદ્રક મળ્યો.
હું ખુશ થાઉં તેના કરતાં મારા શુભેચ્છક સ્નેહીજનો વધુ ખુશ થયાં.
મારા ઘર નજીક મારી ઈચ્છા ન હોવાં છતાં પણ એક પાર્ટી પ્લોટમાં મારો સન્માન સમારોહ ગોઠવી દીધો.
તેઓની ખુશીને હું અવગણવા માંગતો ન હતો.
કાર્યક્રમ શરૂ થયો.
સૌએ વખાણ કરી કરીને મને ઊંડી ખાણમાં નાખી દીધો.
હું ખોખરો થઈ ગયો !
મને શાલ ઓઢાડી.
મને ફૂલોનો હાર પહેરાવ્યો.
મને મોટું સુંદર પ્રસંશાપત્ર એનાયત થયું.
મને રૂપિયા દસ હજારનું એક કવર મળ્યું.
માન-સન્માન, ખાન-પાન અને વખાણના ભારથી હું લદાઈ ગયો.
સમારંભ સમાપન થયો.
સન્માનમાં ને સન્માનમાં વધી ગયેલા વજનવાળો હું ચાલતો ચાલતો ભારે પગલે ઘર તરફ વળ્યો.
ચલાવી લેવું ને ચાલતાં રહેવું તે મારો શોખ !
રાત પડી ગઈ. અંધારું થઈ ગયું.
ઠંડીના સૂસવાટાં.
રસ્તે એક વૃક્ષ, તેની નીચે ટૂંટિયું વાળીને ઠુંઠવાતો-ઠરતો એક દીન-દુ:ખી વૃદ્ધજન !
મેં ચૂપચાપ સન્માનની શાલ તેને ઓઢાડી દીધી.
થોડો હળવો થયો. હાશ અનુભવાઈ.
આગળ ચાલ્યો.
એક જૂનું, ખુલ્લી બારીવાળું છાપરું.
ખુલ્લી તૂટેલી બારીમાંથી ઠંડીના તીવ્ર સૂસવાટાં અંદર, એક મા અને તેનું નવજાત શિશુ, બન્ને કણસી રહ્યાં હતાં.
મેં ચૂપચાપ મારા સન્માનપત્રના બોક્સને બારીમાં લગાવી દીધું. અંદર શાંતિની સ્થાપના ને મારામાં હળવાશની પ્રતિષ્ઠા !
હું હવે તો હળવો થયો હતો. ચાલતો ચાલતો આવી રહ્યો હતો.
રસ્તાની બાજુમાં....



માતાથી વિખુટું પડી ગયેલું, ભાંભરી રહેલું એક વાછરડું !
મેં ગુલાબનો હાર તેને ખવડાવી દીધો.
વાછરડામાં જીવ આવ્યો. મારો જીવ હળવો થયો.
હળવે પગલે આગળ વધ્યો.
મારી સોસાયટીના નાકે એક ઝૂંપડામાં સફાઈકામ કરતી એક વિધવા અને તેનો પુત્ર...
બન્ને વચ્ચે કંઈક બબાલ ચાલે.
મેં કાન દીધો. બન્નેનો સંવાદ મારા કર્ણપટ પર જ નહિ, હૃદયપટ પર અંકિત થઈ ગયો.
"મમ્મી, ગમે તેમ કરી મારે ડીપ્લોમા-ઈજનેરી કોર્સ કરવો છે ને તે માટે રૂપિયા દસ હજાર જોઈશે."
"પણ બેટા, આટલી મોટી રકમ !"
"મમ્મી. મારા સદ્‌ગત પિતાનું સ્વપ્ન મારે પૂરું કરવું જ છે. ગમે તેમ કર. મારી ફીની સગવડ તું કર. ભણવાની મહેનત હું કરીશ."
મેં બારણું ખટખટાવ્યું. ઊઘડ્યું. બન્ને વિવશ હતા.
મને જોઈ સ્તબ્ધ થઈ ગયાં.
મેં રૂપિયા દસ હજારનું કવર તે વિધવાના પુત્રના હાથમાં પકડાવી તેને શુભેચ્છા પાઠવી દીધી.
બન્ને ના.... ના.... ના.... કરવા લાગ્યાં. છતાં પણ મેં સમજાવી છાત્રવૃત્તિ તરીકે ફી આપી દીધી.
તેઓ ગદગદિત થયાં.
મેં કહ્યું, "તારી કમાણી ભવિષ્યમાં ચાલુ થાય પછી જ તારી સ્થિતિ અને સાનૂકૂળતા પ્રમાણે ચૂકવજે."
દીકરો મને પગે લાગ્યો.
હું ઘર તરફ આગળ વધ્યો....
લેતાં લેતાં ભારથી લદાઈ ગયેલો હું....
દેતાં દેતાં હળવો ફૂલ થઈ ગયો !

- બાબુ કાનકુંવર
મો. ૯૮૨૫૪૯૮૩૮૯
એલ-૮૨, સ્વાતંત્ર્યસેનાની નગર, નવા વાડજ, અમદાવાદ.

---

આ પટેલો પણ ગજબની પ્રજા છે. વિશ્વના કોઈપણ દેશમાં, કોઈપણ ખૂણામાં, કોઈપણ ધંધામાં લગાડો, બસ લાગી જશે. એટલું જ નહીં, થોડા સમયમાં એક્સપર્ટ થઈ જશે. બીજી પ્રજા તો રડી રડીને મરી જાય, પણ "પટેલો એટલે પટેલો" ! ગમે તેવી નિરાશાજનક સ્થિતિમાં પણ હિંમત અને સાહસ ન ગુમાવે. એક જ વાક્ય બધી નિરાશાને ખંખેરી નાખે. "એની માને પૈણું."

આવી સ્થિતિમાં આ પટેલો ભારે સાહસ ખેડીને દેશાવર વેઠવા લાગ્યા. અને ભારે તપ પછી સમૃદ્ધ થયા પણ કોઈપણ સમૃદ્ધ જ્ઞાતિ જો સાવધાની ન રાખે, તો સમૃદ્ધિજન્ય દોષો પણ આવતા હોય છે.

જો કે મારા એક પરિચિત સંતનું કહેવું છે કે "આ પાટીદારો અંદરો અંદર લડે છે તે સારું જ છે. જો તે બધા એક થઈ જશે તો ગામમાં કદાચ કોઈને જીવવા નહિ દે." હું તેમની વાત સાથે સંમત નથી થતો. એકતા બીજાને દબાવવા નહિ, પણ પોતાને વિકસાવવા માટે હોવી જોઈએ.

- સ્વામી સચ્ચિદાનંદ
દંતાલી



સ્વામી વિવેકાનંદજીની એકસો પચાસમી જન્મજયંતી પ્રસંગે

# સ્વામીની અભય વાણી

સંપાદક : શ્રી સી. કે. પટેલ

- શ્રી સી.કે.પટેલ (N.R.I.) ઉગતા સાહિત્યકાર છે. "ગુર્જરલક્ષ્મી શિલ્પા" નવલકથા પછી બીજી બે નવલકથાઓ પણ લખી રહ્યા છે. સ્વામી વિવેકાનંદ તેમના આદર્શ છે. ઉમિયા સંસ્થાન ઊંઝાના ટ્રસ્ટી ઉપરાંત સ્ત્રી કેળવણી ઉત્તેજક મંડળના ચેરમેન પણ છે.



★ **કેળવણી અંગે :**

આપણને એવી કેળવણી જોઈએ, જેનાથી ચારિત્ર્યનું ઘડતર થાય, મનની શક્તિ વધે, બુદ્ધિનો વિકાસ થાય, અને મનુષ્ય પોતાના પગ પર ખડો થઈ શકે.

★ **સફળતા માટે :**

નિશ્ચિત કરેલા ધ્યેય પર પહોંચવું એ જ સફળતા છે, ધ્યેયની સિદ્ધિ એટલે જ સફળતા. ધ્યેયની સિદ્ધિ સાથે સુખ, શાંતિ, સંતોષ અને જીવનની કૃતકૃત્યતાની અનુભૂતિ થાય તેને જ સાચી સફળતા કહી શકાય.

★ **યુવાનો માટે :**

આજના યુવાનો બુદ્ધિમાન છે, મહત્વાકાંક્ષી છે, ઉત્સાહી છે. પણ નાની નાની બાબતોમાં સામનો બહાદુરીપૂર્વક કરી શકતા નથી, કેમ કે તેમને જીવન જીવવાની કળા શીખવવામાં આવી નથી.

★ **આત્મશ્રદ્ધા :**

વિજય મેળવવા માટે તમારામાં અદ્‌ભૂત ખંત તથા પ્રબળ ઈચ્છાશક્તિ જોઈએ. ખંતીલી વ્યક્તિ આત્મવિશ્વાસ સાથે કહેશે, "હું સમુદ્રને પણ પી જઈશ, મારી ઈચ્છા થાય તો પર્વત પણ ભાંગીને ભૂકો થઈ જાય."

★ **આત્મજ્ઞાન :**

દરેક વ્યક્તિમાં દિવ્યતા સુષુપ્તપણે રહેલી છે. અંદર રહેલી આ દિવ્યતાને બાહ્ય તેમજ આંતર પ્રકૃતિના નિયમન દ્વારા અભિવ્યક્ત કરવી એ જીવનનું ધ્યેય છે.

★ **આત્મ નિર્ભરતા :**

તમારા પગ ઉપર ઉભા રહો અને બધી જવાબદારીઓ પોતાને માથે લો. ઉભા થાઓ, હિંમતવાન બનો, તાકાતવાન થાઓ, અને જાણી લો કે તમે તમારા નસીબના ઘડવૈયા છો. તમારા ભાગ્યના નિર્માતા તમે પોતે જ છો. ભાગ્યને આધારે બેસી રહેનારાઓ જીવનમાં ક્યારેય આગળ વધી શકતા નથી.

- સી. કે. પટેલ

૧૨, નંદીગ્રામ સોસાયટી વિ-૧,

રેલ્વે ક્રોસિંગ પાસે, નારણપુરા, અમદાવાદ.

# અસરકારક અમલીકરણ વિનાની સરકાર શા કામની ?

- શ્રી મોહનભાઈ પંચાલ ગુજરાતના પ્રતિષ્ઠિત કેળવણીકારોમાંના એક છે. શિક્ષણને લગતાં અનેક પુસ્તકોના લેખક હોવા ઉપરાંત મનોવૈજ્ઞાનિક ચિકિત્સક પણ છે. સાહેબ, "મને સાંભળો તો ખરા ?" તેમનું પુસ્તક બેસ્ટ સેલર હોવા ઉપરાંત પાંચેક ભાષામાં અનુવાદિત પણ થયું છે.

કોઈપણ સંસ્થા કે સરકારની સ્થિરતા, પ્રગતિ અને સમૃદ્ધિનો આધાર તેના બંધારણીય કાયદાઓ અને તેમના અસરકારક અમલીકરણ ઉપર રહે છે. જેટલા કાયદા કે નિયમો ઓછા અને તેમાં રહેલી જોગવાઈઓની સ્પષ્ટતા અને સરળતા વિશેષ, તેટલું તેનું અમલીકરણ (implementation) કરવાનું વધુ ફળદાયી અને પરિણામલક્ષી બને છે.

કાયદો કે નિયમ ભલે ગમે તેટલો સારો, અસકારક અને બંધનકર્તા હોય, જો તેનો અમલ બરોબર સચ્ચાઈપૂર્વક અને પ્રામાણિકતાથી ન થાય તો તે કાયદાનો કોઈ અર્થ નથી. પ્રામાણિકતા, નિષ્ઠા અને પારદર્શિતા વિહોણા અમલીકરણ વિનાની ઉત્તમોત્તમ સરકાર શા કામની ? (The Government without governance is no government at all) કાયદા ઘડવાનું કે નિયમો બનાવવાનું સંસ્થા કે સરકાર બંને માટે સહેલું છે, પણ એ ઉત્તમ કાયદા-નિયમોનું અસરકારક અમલીકરણ કરવાનું કેટલું અઘરું છે ! સરકારના બંધારણના માર્ગદર્શક સિદ્ધાંતો (Directiv Principal) અનુસાર સંસદ કે નિધાનસભામાં દર વર્ષે જરૂરિયાત મુજબ કેટલાક નવા કાયદાઓ ઘડવામાં આવે છે, તો બીજા કેટલાક અસ્તિત્વ ધરાવતા કાયદાઓમાં સુધારા (amendments) પણ કરવામાં આવે છે. આમ કરવા પાછળનો ઉદ્દેશ તો સમાજ-સરકાર બંને માટે અધિક સગવજ કે સરળતા અને કલ્યાણ કરવા અંગેનો હોય છે, તેમ છતાં તેનું અપેક્ષિત પરિણામ આવતું નથી, ત્યારે સૌને નિરાશા અને અસંતોષ સાંપડે છે. કાયદો વગોવાય છે અને સરકાર નિંદાપાત્ર બને છે. પણ વાસ્તવમાં એવું નથી. આવી નિરાશા અને અસંતોષ પાછળ કાયદા, નિયમો કે સરકાર કોઈ જ જવાબદાર નથી : જવાબદાર છે એ સુંદર કાયદાઓનો અમલ કરનાર અધિકારીઓ અને અમલદારો. એક પટાવળાથી માંડીને સર્વોચ્ચ સ્થાને બિરાજમાન સેક્રેટરી કે પ્રધાન સુધીના તમામ નાના મોટા અમલદારો જો તેમની પૂર્ણ પ્રામાણિકતા, નિષ્ઠા અને ભાવનાથી પ્રત્યેક નિયમ કે કાયદાનું સાચું અર્થઘટન કરે અને સચ્ચાઈપૂર્વક, નિષ્પક્ષપણે અમલીકરણ કરે તો એ કાયદા-કાનૂન અને નિયમોનું મૂલ્ય અનેકઘણું વધી જાય છે. એટલું જ નહિ, બંને પક્ષે પરસ્પર પ્રેમ અને વિશ્વાસ વધે છે, તથા સુખ શાંતિ અને ન્યાયનું પર્યાવરણ મંડાય છે, અને ત્યારે જ સરકાર કે સંસ્થાની સુરક્ષિતતા અને આયુષ્ય વધે છે.

વર્ષો પહેલાં ઈંગ્લેન્ડનાં મહારાણી અને ભારત સહિત બીજા કેટલાક દેશનાં આદરણીય સામાજ્ઞી ક્વિન વિક્ટોરિયાને તત્કાલીન નામદાર પોપે સ્મિત કરીને એક પ્રશ્ન પૂછ્યો :

"મહારાણી આપની આટલી સુંદર અને સફળ સરકાર ક્યાં સુધી ટકી રહેશે ?"

એક મિનિટ મૌન રહીને મહારાણીએ સાદર જણાવ્યું: "આપના પ્રશ્નનો ઉત્તર હું પરમ દિવસે આપીશ તો ચાલશે નામદાર પોપ ?"

"જરૂર ચાલશે, પણ શું મારા પ્રશ્નનો જવાબ આપવાનું આપને માટે કઠીન છે ?"

"ના, કઠીન તો નથી, પણ જવાબ આપતાં પહેલાં મારે કેટલીક બાબતોની ખાતરી તો કરવી જોઈએને ? અને તેમ કરવામાં મારે એક દિવસનો સમય જોઈશે. અને

તેથી મેં આપને આમ જણાવ્યું છે."

"ઠીક છે, આપ મને પરમ દિવસે જવાબ આપશો, તો મને આનંદ થશે." કહેતાં નામદાર પોપ વિદાય થયા.

બીજી તરફ, મહારાણી પોતાના રાજમહેલ તરફ હંકારી ગયાં. રાત્રે ઊંડું ચિંતન કર્યા પછી વહેલી સવારે ઊઠીને તૈયાર થઈ ગયાં. સવારના દશ વાગ્યે તેમણે કોઈપણ જાતના પ્રોટોકોલ વિના તેમની બગી ના સારથીને બોલાવી સૂચના આપી :

"ઈમ્પિરીયલ બૅન્ક લઈ જાવ"

સારથીને આશ્ચર્ય થયું. થોડી ભીતિપણ પેદા થઈ, કેમ કે મહારાણી સાથે જનાર કોઈ અંગરક્ષકો નહોતા કે અન્ય સલામતીની વ્યવસ્થા પણ થઈ ન હોતી. છતાં તેણે હુકમનું પાલન કર્યું.

થોડા સમય બાદ મહારાણી લંડન સ્થિત ઈમ્પિરિયલ બેન્કના પ્રવેશ દ્વારે પહોંચી ગયાં. તેમને જોઈને સમગ્ર બેન્ક ઉપર સોપો પડી ગયો. નાના-મોટા તમામ કર્મચારીઓ વધુ ગંભીર અને શિસ્તબધ્ધ રીતે તેમની ફરજ બજાવવા લાગ્યા. મહારાણી તો એકલાં બેન્કમાં પ્રવેશ્યાં. સીધાં ગયાં બેન્કના મેનેજર પાસે. તેમના ટેબલ સમક્ષ મહારાણીને ઊભેલાં જોઈને મેનેજર સ્તબ્ધ બની ગયા. આશ્ચર્ય, ક્ષોભ અને મૂંઝવણ અનુભવતાં તેમણે મહારાણી વિક્ટોરિયાને બેસવા માટે પોતાની ખુરશી ખાલી કરતાં તેમને વિનંતી કરી : "મે યોર એક્સેન્સી બી સિટેડ"(આપ નામદાર આસન ગ્રહણ કરવાની કૃપા કરો.) પણ તેમણે તેમની વિનંતીનો અસ્વીકાર કરતાં કહ્યું :

**"આપ આપની ખુરશીમાં બેસો. એ આપનો અધિકાર છે. હું તો અહીં, આપની સમક્ષ એક ગ્રાહક તરીકે આવી છું, મહારાણી વિક્ટોરિયા તરીકે નહિ!"**

"બોલો, હું આપની કઈ સેવા કરી શકું, નામદાર ?"

"ફક્ત એક જ અને તે એ કે આપ મને હમણાં જ દશ હજાર પૌંડની રકમ આપો. મારે તત્કાળ જરૂર છે !"

"પરંતુ...?" મેનેજર ખચકાયા.

"કેમ, પરંતુ ?"

"પરંતુ આપ આ બેન્કમાં ખાતેદાર નથી. એટલે હું આ રકમ આપવાને લાચાર છું. મને માફ કરશો." મેનેજરે ગદ્‌ગદિત કંઠે પોતાની મુશ્કેલી જણાવી.

"તેમ છતાં ખાસ કિસ્સા તરીકે તમે જો મહારાણીને તેમનો હોદ્દો અને શાખ ઉપર જો નાણાં આપશો, તો આપનો આભાર." મહારાણીએ પુનઃ વિનંતી કરી. તેના ઉપર થોડી મિનિટો વિચાર કરીને બેન્ક મેનેજરે પૂછ્યું :

"આપને આ રકમ કેટલો વખત જોઈએ છે?"

"ફક્ત બે દિવસ માટે, ત્રીજે દિવસે હું પોતે આ રકમ બેન્કને પરત કરી દઈશ." મહારાણીએ મધુર શબ્દોમાં જણાવ્યું.

"ઠીક છે, નામદાર મહારાણીનો આર્થિક, સામાજિક અને રાજકીય મોભો જોઈને હું મારી અંગત જવાબદારી ઉપર આ રકમ આપને આપી શકું છું, એવી એક કાનુની જોગવાઈ છે. તેનો ઉપયોગ કરીને આપને હું દશ હજાર પૌંડની રકમ આપું છું. બરોબર છે, નામદાર ?" બેન્ક મેનેજરે લાગણીવશ થઈને જણાવ્યું.

"આભાર, તમારો મેનેજરશ્રી. હું આ રકમ તમને પરમ દિવસે બરોબર આ જ સમયે પરત કરી દઈશ એ ખચિત માનશો."

"અને કદાચ જો આપ નામદાર તેમ નહિ કરો તો બેન્કના કાયદા મુજબ એ રકમ કાં મારે પરત કરવી પડશે, કાં મારે આ હોદ્દો છોડવો પડશે." મેનેજરે સ્પષ્ટતા કરી.

"પણ હોદ્દો છોડવા સિવાય આપ જેને આ નાણાં આપો છો, તેના ઉપર કંઈ કામ ચલાવવાનો કોઈ નિયમ નથી, મેનેજર ?" મહારાણીએ પૂછ્યું.

"છે ને. આ રીતે નાણાં લેનાર સામે વિશ્વાસઘાત અને છેતરપીંડીનો આરોપ મૂકી, અદાલત કામ ચલાવી શકે છે. પણ તે કાયદો આપ સામે મારાથી શી રીતે

લાગુ પાડી શકાય ?"

"જો કે તમારે એવું નહિ કરવું પડે. તમે નિશ્ચિંત રહેજો." કહીને મહારાણી દશ હજાર પૌંડના સિક્કા પોતાના પર્સમાં મૂકી ઝડપથી ચાલી નીકળ્યાં. ને પછી સમગ્ર બેન્કમાં એક પ્રકારનું વિસ્મય અને પૃચ્છાનું વાતાવરણ જામી ગયું.

બે દિવસ પછી મહારાણી નિશ્ચિત સમયે નાણાં પરત કરવા આવી શક્યા નહિ. બે કલાકની પ્રતીક્ષા કર્યા પછી બેન્ક મેનેજર જાતે તેમના રાજમહેલ તરફ રવાના થયા. મહારાણીને મળીને નમ્ર ભાવે જણાવ્યું કે તે પેલી દશ હજાર પૌન્ડની રકમ પરત લેવા આવ્યા છે. તેમની વાત સાંભળીને મહારાણીએ સસ્મિત કહ્યું :

"મારું વચન હું પાળી શકતી નથી, તે બદલ દિલગીર છું, પણ તમે તમારી રીતે મારી સામે અદાલતી પગલાં લેવાને મુક્ત છો. આપ જે ઉચિત છે તે કરો, મને કોઈ વાંધો નથી."

મેનેજરે અતી નમ્રભાવે અને આદર સહિત જણાવ્યું કે તેમ કરવામાં તેમને ભારે દુઃખ થાય છે અને ક્ષોભ પણ અનુભવે છે. છતાં ફરજ અને નિયમોના અમલીકરણ હેઠળ મહારાણી સામે કાનૂની પગલાં ભરતાં તેઓ ખચકાતા પણ નથી.

મહારાણીના મુખ ઉપર કશો જ કટુ ભાવ કે મેનેજરની કાર્યવાહી અંગે કોઈજ ખેદ દેખાતો ન હતો. મેનેજર શીઘ્ર ઝડપે તેમની કાર્યવાહી આરંભી દીધી. ચાર જ કલાકની અવધીમાં અદાલતે મહારાણી વિક્ટોરિયા ઉપર સમન્સ બજાવી તેમને અદાલતમાં હાજર થવાનું ફરમાન કાઢ્યું. જેવો સમન્સ મહારાણીને પહોંચ્યો કે તેવાં જ તે અદાલતમાં હાજર થઈ ગયાં. બેન્ક મેનેજર સાથે આદર અને પ્રેમથી હસ્તધૂનન કરીને, ન્યાયાધીશને સલામ કરી. સમગ્ર અદાલત સ્તબ્ધ બની ગઈ હતી. બીજી ક્ષણે મહારાણીએ પોતાના પર્સમાંથી દશ હજાર પૌંડ કાઢી તે રકમ સાદર ન્યાયાધીશના મેજ ઉપર રજૂ કરી દીધી.

આશ્ચર્ય, આનંદ અને કંઈક અંશે પશ્ચાતાપની ત્રિવિધ લાગણી અનુભવી રહેલા બેન્ક મેનેજર અને ન્યાયાધીશ ઉભયને મહારાણીએ ધન્યવાદ આપતાં જણાવ્યું :

> "Now I can tell his excellency the pop that my rule will continue for many years"

બીજે દિવસે મહારાણી નામદાર પોપ સમક્ષ ઉપસ્થિત થઈને તેમના પેલા પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું : "આઈ કેન વેરી કોન્ફિડન્ટલી ટેલ યુ સર ધેટ માઈ ગવર્નમેન્ટ વિલ કન્ટિન્યુ વિથ ધ સેઈમ ગવર્નન્સ ફોર યર્સ..."

આપણા દેશનું સાર્વભૌમત્વ અને બંધારણ, અનેક પ્રકારના કાયદાઓ અને તે પર થયેલા સુધારાઓ (amedments) ઘણા સારા, અસરકારક અને કલ્યાણકારી છે. પરંતુ તેમનો અમલ કરનારા નાના-મોટા અમલદારોમાં નિષ્ઠા અને પ્રામાણિકતાનો ખૂબ જ અભાવ છે, એટલું જ, અમલ કરવાની ઈચ્છાશક્તિ (willpower) અને પ્રતિબદ્ધતા (commitment) નહિવત્ છે. પોતાની જવાબદારી અને હોદ્દો કે પદનું કશું જ ગૌરવ પણ નથી ધરાવતા બીજી તરફ ૮૦ થી ૯૦ ટકા સરકારી કર્મચારીઓ અને અમલદારો નોંધપાત્ર ક્ષમતા ધરાવતા હોવા છતાં, તેનો ઉપયોગ કરવામાં અને ભૂમિકા ભજવવામાં નિરુત્સાહી રહે છે. પરિણામે સારામાં સારી સરકાર અને તેટલા જ સારા તેના કાયદાઓ અસરકારક અમલીકરણના અભાવે વગોવાય છે, નિંદાપાત્ર બને છે, અને તૂટી પડે છે. અસરકારક અમલીકરણ વિનાની ઉત્તમ સરકારનો કોઈ અર્થ ખરો ? (The Government without good governance is futire.)

- ડૉ. મોહનભાઈ પંચાલ
૪૦, જન વિશ્રામ સોસાયટી,
સહજાનંદ કોલેજ પાસે,
અમદાવાદ.



